# અનુક્રમ

# વિદાય

## પાત્રો

પ્રતાપરાય : એક ગૃહસ્થ,
શ્રીલેખા : તેમની પત્ની.
શંકર : તેમનો નોકર.
પ્રોફેસર સુદર્શન પ્રેતાવાહન વિદ્યાનો જાણકાર

[ રંગમંચ પર આછો અંધકાર. સાદા પણ વ્યવસ્થિત ઓરડામાં એક બાજુ પર મોટી આરામખુરસીમાં પ્રતાપરાય મૂર્તિવત્ બેઠા છે. તેમના વૃદ્ધ ચહેરા પર વિષાદ સ્પષ્ટ દેખાય છે. કેટલીક વારે શ્રીલેખા હાથમાં કાગળનો થોકડો લઈને આવે છે અને બત્તી કરે છે

શ્રીલેખા . તમે હજુ ત્યારના આમ અંધારામાં જ બેઠા છો?

[ પ્રતાપરાય જવાબ નથી આપતા. શ્રીલેખા મમતાથી તેમની પાસે જઈ આરામખુરસીના હાથાને ટેકો દે છે.

શ્રીલેખા . આમ શું કરતા હશો? આજે પણ બધા પૂછતા હતા જરાક વાર ત્યાં આવીને બેસતા હો તો?

[ પ્રતાપરાય માથું નીચે નમાવી દે છે. શ્રીલેખા તેમને ખભે હાથ મૂકે છે.

//



દિનકર જોષી

**શ્રીલેખા** : કંઈક બોલો તો ખરા !

**પ્રતાપરાય** શું બોલું ? કંઈ ગમતુ નથી.

**શ્રીલેખા** · પણ આમ કર્યે કઈ ચાલે ? કંઈક, ગમે તે વાત કરો અત્યારે ક્યાં કોઈ પારકુ છે ? મારી જોડે તો બોલશો ચાલશો કે નહીં ?

[ પ્રતાપરાય શૂન્યમા તાકી રહે છે. શ્રીલેખા અત્યત પ્રેમથી, દુ ખથી તેમનો હાથ પકડે છે.

**શ્રીલેખા** . મારી સામે જુઓ હું કેમ કરીને વેઠું છુ ?

**પ્રતાપરાય** . તે તું જાણે મારાથી—મારાથી નથી સહન થતું. સાચું કહું છું શ્રી. મને પજવ નહી મને અહી એકલો પડી રહેવા દે.

**શ્રીલેખા** · વારું, હું અંદર જાઉં છું આ કાગળો મૂકતી જાઉ ? આજની ટપાલમા બધા આવ્યા છે.

[ પ્રતાપરાય અત્યત ક્રોધથી તેના હાથમાથી કાગળો ઝુટલી લે છે. અને એક એક કરીને નીચેના વાક્યો બોલતા ફેકી દે છે.

**પ્રતાપરાય** જૂઠા ! બધા જૂઠા ! એક્કો એક જૂઠા ! મારે એમનુ કામ નથી, મારે કોઈનું કામ નથી, મને કોઈની દિલસોજી નથી જોઈતી, મારે કશુ નથી જોઈતુ !

[ આ કરીને બાકીના બધા કાગળો પ્રતાપરાય ફેકી દે છે. શ્રીલેખા બેબાકળી બનીને આ બધુ જોઈ રહે છે.

**શ્રીલેખા** : તમને—

વાર્તાને અંતે દિલમાં ખૂબજ દુઃખ થયું.

બંસીલાલ બ્રહ્મભટ્ટ–અમદાવાદ

હવે પછીની નવી વાર્તાનો અંત સારો, સુખદાયક લાવશો.

સુરેન્દ્ર ત્રિવેદી–અમદાવાદ

વાર્તાના અંત વિષેની તમારી મથામણ દેખાઈ આવે છે

કિરીટ બંભોળજા–ડાકોર

નવલકથાઓનો અંત મારા દિલને આઘાત આપી ગયો છે.

નીતા જોશી–અમદાવાદ

અરેરે! આટઆટલું છતાં તમે માધવીને સુખ ન આપી શક્યા!

સુલતાન કુરેશી–અમદાવાદ

નવલકથાનું છેલ્લું પ્રકરણ પૂરું કર્યું ત્યારથી સતત માધવીના જ વિચારો આવ્યા કરે છે. તમે આવું કેમ કર્યું?

પ્રા. એમ ડી. મેઘનાથી જૂનાગઢ

વાર્તાનો અંત કંઈ સમજાયો નહીં

કુ. પરવીન ચોથિયા–અમદાવાદ

માધવીના આવા અંત સિવાય બીજો કોઈ માર્ગ શું તમારી પાસે નહોતો?

બી. પી. દરજી–ગાંધીનગર

વાર્તાની શરૂઆતથી હું રવિવારની ઇંતજાર કરતી પણ આજે અંતે મને જબરદસ્ત ધક્કો માર્યો છે

હર્ષા ચોકસી–અમદાવાદ

નવલકથાના અંતમાં માધવીનું વર્તન સમજાતું નથી

મહેન્દ્રસિંહ સોલંકી–મહેસાણા

# અ. સુ. દ્દા.

દિનકર જોષી




△ △ △ પ્રાપ્તિસ્થાન △ △ △

નવભારત સાહિત્ય મંદિર

૧૬૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, △ ગાંધીરોડ, રતનપોળ નાકા,

મુંબઈ–૪૦૦ ૦૦૨ ▽ અમદાવાદ–૩૮૦ ૦૦૧

દિનકર જોષી

ના

અન્ય પુસ્તકો

**નવલકથાઓ :**

દૂર દૂર આરા / જાણે અજાણે / તન ઝંખે મન ગોય / મત્સ્ય વેધ / અદીઠા રૂપ / શેષ અશેષ / અગનપથારી / તરસ્યા પગલા ત્રણ / યક્ષ પ્રશ્ન / અસત્ય

**નવલિકા સંગ્રહો :**

અનરાધાર / વન પ્રવેશ / તરફડાટ / એક લાવારિસ શબ

**સંપાદન :**

યાદ

( સહ સંપાદન **વિઠ્ઠલ પંડયા–ચંદુલાલ સેલારકા** )

જગદીશભાઈ

તથા

નિરૂભાભીને—

# વાત વાતમાં

**ઊનાળાની** એક બપોર અને પરાની લોકલ ગાડી. કાંદિવલીથી ચર્ચગેટ સુધીની સફર અને સથવારો શ્રી વિનોદ ભટ્ટનો ' વાતવાતમા, ક્યાંક જોયેલા, સાંભળેલા, વાંચેલા ત્રણેક પ્રસંગો ઉભરી આવ્યા.

" આ પ્રસંગોનું કાંઈક એવું છે, જો એને નવલકથામાં ઢાળ્યા હોય તો—" વિનોદે સૂચવ્યું.

ત્યાં તો ચર્ચગેટ આવી ગયું વાત અટકી ગઈ.

બીજે મહીને અમદાવાદ ગયો ત્યારે વિનોદે એનું આ સૂચન દોહરાવ્યું અને આ વખતે એની સંગાથે શ્રી ગુણવંત શાહ ભળ્યા. એમણે આગ્રહ કર્યો, "વસ્તુ સરસ છે તમે આ નવલકથા "ગુજરાત સમાચાર"ની રવિવારની આવૃત્તિમાં ધારાવાહિક કરો."

અને આમ 'અસલ્ય'નું અવતરણ થયું.

કેટલાક માણસો બચપણમાં હુલામણા નામે ઓળખાય છે પણ એમની જન્મોત્રી કે શાળાના પ્રમાણપત્રોમાં જુદું જ નામ લખાતું હોય છે। 'અસલ'નું પણ આવું જ બન્યું છે 'ગુજરાત સમાચાર'માં છપાતી રહી હુલામણા નામે —'મન મોહ્યું, તોય ખોયું' આજે ગ્રંથાકારે પ્રગટ થાય છે ત્યારે બીજું નામ ધારણ કરે છે।

બાકી તો મને લખવું ગમે છે, ધનજીભાઈને છાપવું ગમે છે અને તમને વાંચવું ગમે છે ત્યાં સુધી—

૨૬ મે ૧૯૭
૧૮-વિજયકુંજ, બજાજ ક્રોસ રોડ
કાંદિવલી (પશ્ચિમ)
મુંબઈ–૪૦૦ ૦૬૭.

—દિનકર જોષી

# ૧

કૉલેજ કૅમ્પસના ઓતરાદા દરવાજે આસ્ફાલ્ટની સરિયામ સડક છે. એ સડક ઉપર આઠ દસેક મિનિટ ચાલો એટલે જમણી બાજુ લીલા રંગનું એક લાંબુ – પહોળું મકાન નજરે પડે છે. આ મકાનનો આગલો ભાગ લાંબા લાંબા આસોપાલવ વડે ઢંકાયેલો છે. પાછલા ભાગમા ત્રણ ખંડના એક આઉટહાઉસના બંધ દરવાજે એક સફેદ તકતી બેસાડેલી છે – પ્રોફેસર શ્યામનારાયણ ગુપ્તા.

ચાર દીવાલો, ઉપર લટકતો સ્લેબ અને દરવાજે સ્ક્રુ વડે સજ્જડ બેસાડેલી આ નેઈમ પ્લેટ... આટલી સામગ્રી વડે જો ઘર બનતું હોય તો આ ગુપ્તાસાહેબનું ઘર હતુ. બહારના ખંડમાં અઢેલીને બેસી શકાય એવી લાકડાની ખુરશી પર લંબાવીને ગુપ્તા ક્યારનો ચિરૂટ ફૂંક્યા કરતો હતો. ડબ્બો તો વીશીમાંથી ક્યારનો ય આવી ગયો હતો. ટિપોઈ ઉપર ડબ્બો એમને એમ પડ્યો રહેવા દઈને ગુપ્તા ચિરૂટ ફૂંક્યા કરતો હતો. કાળી ફ્રેઈમના, સહેજ બ્લ્યુ-ઈશ ઝાંયવાળા ચશ્મા આંખ પરથી ઉતારીને એણે બારીમાંથી બહાર જોવા માંડ્યુ. હવામા આમથી તેમ હલ્યા કરતા આસોપાલવના પાન—

ચિરૂટની તમાકુ ઠરી ગઈ હોય એમ લાગ્યુ. એણે જોરથી કશ લીધો. પછી ઉધરસ ખાધી. તમાકુ સાવ ઠરી ગઈ હતી. એશ ટ્રે નજીક ખસેડીને એણે ચિરૂટ એમાં નાખી.

રહી રહીને એને કમલ વિષે વિચારો આવ્યા કરતા હતા. કમલ સરસ છોકરો હતો. કોઈ પણ પ્રાધ્યાપકને ભણાવવાનુ મન થાય એવો વિદ્યાર્થી હતો. આજે ચાર ચાર વરસથી એ ગુપ્તાનો પ્રિય વિદ્યાર્થી હતો અગ્રેજનો વિષય છોડીને એસ. એસ. સી પાસ થવાનુ ગૌરવ મેળવનારા વિદ્યાર્થીઓની આજની જમાતથી એ થોડોક જુદો પડ્યો હતો. બી. એ. મા પણ કમલનો ખાસ વિષય હતો અગ્રેજી. ગુપ્તાને વિશ્વાસ હતો. કમલ યુનિવર્સિટીમાં અવ્વલ નબરે ઝળકી ઉઠવો જ જોઈએ !

ગુપ્તાની માન્યતા ખોટી પણ નહોતી. એસ. એસ. સી ની પરીક્ષામાં કમલને ચુમોત્તેર ટકા માર્ક્સ આવ્યા હતા. આટલા સારા પરિણામ પછી સાયન્સ કે કોમર્સ કોલેજના દરવાજે એડમીશન માટે જવાને બદલે કમલ આર્ટ્સ કોલેજને આંગણે આવ્યો હતો.

ગુપ્તાને એ દિવસ બરાબર યાદ હતો. કોલેજની પોતાની કેબિનમાં બેસીને ત્યારે એ થોડાંક પુસ્તકો ફેદતો હતો. સત્તર અઢારનો ગભરૂ કિશોર કેબિનનો દરવાજો ખોલીને અંદર આવ્યો હતો. પોતાની હાજરીની રખે ક્યાંક ગુપ્તાસાહેબના કાર્યમાં ભગ પડે એવા સકોચથી જાતને સકોડીને ઊભો હતો. ગુપ્તાએ જોયું—કમલે એની સામે માર્કશીટની નકલ ધરી હતી.

"સર, માર્કશીટની આ ટ્રુ-કોપીમાં સહી કરી આપશો ?"

ગુપ્તાએ નજર ફેરવી. માર્કશીટ સરસ હતુ. એના ચહેરા પર પ્રાધ્યાપકીય આનદ વ્યાપ્યો.

"આટલા સરસ માર્ક્સ પછી તે આર્ટ્સ કોલેજ કેમ પસંદ કરી ?" એણે પૂછ્યું.

કમલ ટટ્ટાર થઈ ગયો. એની આંખ ઝીણી થઈ "સર, ઓછા માર્ક્સ સાયન્સ કે કોમર્સમાં એડમીશન ન મળે એવું તો સાંભળ્યું છે. પણ વધુ માર્ક્સ હોવાને લીધે જ આર્ટ્સમાં દાખલ ન થઈ શકાય એવો કોઈ નિયમ તો નથી ને ?"

ગુપ્તાના ચહેરા પર પ્રસન્નતા ઔપ્રાઈ. એણે કમલ જોડે વાત લંબાવી.

"સર, એક વાત પૂછું ?" કમલે વાત વાતમાં કહ્યું.

ગુપ્તાએ ડોકું હલાવ્યું.

"આપણે બધા કોલેજમાં શા માટે જઈએ છીએ ?"

"અલબત્ત ! ઉચ્ચ અભ્યાસ માટે સ્તો !"

"અને એ અભ્યાસ જોડે આપણો રસ—આનંદ પણ સંકળાયેલો ખરો ને ! મને લાગ્યું કે ભાષા શીખવામાં મને જે આનંદ મળે છે એ કદાચ લેબોરેટરીના પ્રયોગોમાં નહી મળે અને એટલે—"

બસ !

આટલીક અમથી વાત ! ગુપ્તાને ત્યારથી થયેલું - કમલ જેવો એકાદ વિદ્યાર્થી એના હાથ નીચે તૈયાર થાય—

ચાર ચાર વરસથી ગુપ્તા અંતરના ભંડકિયામાં એક સપનું ધરબીને બેઠો હતો. કમલ અંગ્રેજીના વિષય સાથે યુનિવર્સિટીમાં સૌ પ્રથમ આવે—

ચિરૂટની તમાકુ ઠરી ગઈ હોય એમ લાગ્યુ. એણે જોરથી કશ લીધો. પછી ઉધરસ ખાધી. તમાકુ સાવ ઠરી ગઈ હતી. એશ ટ્રે નજીક ખસેડીને એણે ચિરૂટ એમાં નાખી.

રહી રહીને એને કમલ વિષે વિચારો આવ્યા કરતા હતા. કમલ સરસ છોકરો હતો. કોઈ પણ પ્રાધ્યાપકને ભણાવવાનુ મન થાય એવો વિદ્યાર્થી હતો. આજે ચાર ચાર વરસથી એ ગુપ્તાનો પ્રિય વિદ્યાર્થી હતો અંગ્રેજીનો વિષય છોડીને એસ. એસ. સી. પાસ થવાનુ ગૌરવ મેળવનારા વિદ્યાર્થીઓની આજની જમાતથી એ થોડોક જુદો પડયો હતો. બી. એ. મા પણ કમલનો ખાસ વિષય હતો અંગ્રેજી. ગુપ્તાને વિશ્વાસ હતો. કમલ યુનિવર્સિટીમાં અવ્વલ નબરે ઝળકી ઉઠવો જ જોઈએ !

ગુપ્તાની માન્યતા ખોટી પણ નહોતી. એસ. એસ સી ની પરીક્ષામાં કમલને ચુમોત્તેર ટકા માર્કસ આવ્યા હતા. આટલા સારા પરિણામ પછી સાયન્સ કે કોમર્સ કોલેજના દરવાજે એડમીશન માટે જવાને બદલે કમલ આર્ટસ કોલેજને આંગણે આવ્યો હતો.

ગુપ્તાને એ દિવસ બરાબર યાદ હતો. કોલેજની પોતાની કેબિનમા બેસીને ત્યારે એ થોડાંક પુસ્તકો ફેંદતો હતો. સત્તર અઢારનો ગભરૂ કિશોર કેબિનનો દરવાજો ખોલીને અંદર આવ્યો હતો. પોતાની હાજરીની રખે ક્યાંક ગુપ્તાસાહેબના કાર્યમાં ભગ પડે એવા સકોચથી જાતને સંકોડીને ઊભો હતો. ગુપ્તાએ જોયું—કમલે એની સામે માર્કશીટની નકલ ધરી હતી.

"સર, માર્કશીટની આ ટ્રુ-કોપીમાં સહી કરી આપશો ?"

ગુપ્તાએ નજર ફેરવી. માર્કશીટ સરસ હતુ. એના ચહેરા પર આધ્યાપકીય આનદ વ્યાપ્યો.

"આટલા સરસ માર્કસ પછી તે આર્ટસ કોલેજ કેમ પસંદ કરી?" એણે પૂછ્યું.

કમલ ટટ્ટાર થઈ ગયો. એની આંખ ઝીણી થઈ "સર, ઓછા માર્કસ સાયન્સ કે કોમર્સમાં એડમીશન ન મળે એવું તો સાંભળ્યું છે. પણ વધુ માર્કસ હોવાને લીધે જ આર્ટસમાં દાખલ ન થઈ શકાય એવો કોઈ નિયમ તો નથી ને?"

ગુપ્તાના ચહેરા પર પ્રસન્તા ખેંચાઈ. એણે કમલ જોડે વાત લંબાવી.

"સર, એક વાત પૂછું?" કમલે વાત વાતમાં કહ્યું.

ગુપ્તાએ ડોકું હલાવ્યું.

"આપણે બધા કોલેજમા શા માટે જઈએ છીએ?"

"અલબત્ત! ઉચ્ચ અભ્યાસ માટે સ્તો!"

"અને એ અભ્યાસ જોડે આપણો રસ—આનંદ પણ સંકળાયેલો ખરો ને! મને લાગ્યું કે ભાષા શીખવામાં મને જે આનંદ મળે છે એ કદાચ લેબોરેટરીના પ્રયોગોમા નહી મળે અને એટલે—"

બસ!

આટલીક અમથી વાત! ગુપ્તાને ત્યારથી થયેલું - કમલ જેવો એકાદ વિદ્યાર્થી એના હાથ નીચે તૈયાર થાય—

ચાર ચાર વરસથી ગુપ્તા અંતરના ભંડકિયામાં એક સપનું ધરબીને બેઠો હતો. કમલ અંગ્રેજીના વિષય સાથે યુનિવર્સિટીમાં સૌ પ્રથમ આવે—

ચિરૂટની તંબાકુ ઠરી ગઈ હોય એમ લાગ્યું. એણે જોરથી કુશ લીધો. પછી ઉધરસ ખાધી. તંબાકુ સાવ ઠરી ગઈ હતી. એશ ટ્રે નજીક ખસેડીને એણે ચિરૂટ એમાં નાખી.

રહી રહીને એને કમલ વિષે વિચારો આવ્યા કરતા હતા. કમલ સરસ છોકરો હતો. કોઈ પણ પ્રાધ્યાપકને ભણાવવાનું મન થાય એવો વિદ્યાર્થી હતો. આજે ચાર ચાર વરસથી એ ગુપ્તાનો પ્રિય વિદ્યાર્થી હતો અંગ્રેજીનો વિષય છોડીને એસ. એસ. સી પાસ થવાનું ગૌરવ મેળવનારા વિદ્યાર્થીઓની આજની જમાતથી એ થોડોક જુદો પડ્યો હતો. બી. એ. માં પણ કમલનો ખાસ વિષય હતો અંગ્રેજી. ગુપ્તાને વિશ્વાસ હતો. કમલ યુનિવર્સિટીમાં અવ્વલ નંબરે ઝળકી ઉઠવો જ જોઈએ!

ગુપ્તાની માન્યતા ખોટી પણ નહોતી. એસ. એસ. સી.ની પરીક્ષામાં કમલને ચુમોત્તેર ટકા માર્ક્સ આવ્યા હતા. આટલા સારા પરિણામ પછી સાયન્સ કે કોમર્સ કોલેજના દરવાજે એડમીશન માટે જવાને બદલે કમલ આર્ટ્સ કોલેજને આંગણે આવ્યો હતો.

ગુપ્તાને એ દિવસ બરાબર યાદ હતો. કોલેજની પોતાની કેબિ-નમાં બેસીને ત્યારે એ થોડાંક પુસ્તકો ફેંદતો હતો. સત્તર અઢારનો ગભરૂ કિશોર કેબિનનો દરવાજો ખોલીને અંદર આવ્યો હતો. પોતાની હાજરીની રખે ક્યાંક ગુપ્તાસાહેબના કાર્યમાં ભંગ પડે એવા સંકોચથી જાતને સંકોડીને ઊભો હતો. ગુપ્તાએ જોયું—કમલે એની સામે માર્કશીટની નકલ ધરી હતી.

"સર, માર્કશીટની આ ટ્રુ–કોપીમાં સહી કરી આપશો?"

ગુપ્તાએ નજર ફેરવી. માર્કશીટ સરસ હતું. એના ચહેરા પર પ્રાધ્યાપકીય આનંદ વ્યાપ્યો.

"આટલા સરસ માર્કસ પછી તે આર્ટસ કૉલેજ કેમ પસંદ કરી?" એણે પૂછ્યું.

કમલ ટટ્ટાર થઈ ગયો. એની આંખ ઝીણી થઈ "સર, ઓછા માર્કસ સાયન્સ કે કૉમર્સમાં એડમીશન ન મળે એવું તો સાંભળ્યું છે. પણ વધુ માર્કસ હોવાને લીધે જ આર્ટસમાં દાખલ ન થઈ શકાય એવો કોઈ નિયમ તો નથી ને?"

ગુપ્તાના ચહેરા પર પ્રસન્તા ખેંચાઈ. એણે કમલ જોડે વાત લંબાવી.

"સર, એક વાત પૂછું?" કમલે વાત વાતમાં કહ્યું.

ગુપ્તાએ ડોકું હલાવ્યું.

"આપણે બધા કૉલેજમાં શા માટે જઈએ છીએ?"

"અલબત્ત! ઉચ્ચ અભ્યાસ માટે સ્તો!"

"અને એ અભ્યાસ જોડે આપણો રસ—આનંદ પણ સંકળાયેલો ખરો ને! મને લાગ્યું કે ભાષા શીખવામાં મને જે આનંદ મળે છે એ કદાચ લેબોરેટરીના પ્રયોગોમાં નહીં મળે અને એટલે—"

બસ!

આટલીક અમથી વાત! ગુપ્તાને ત્યારથી થયેલું - કમલ જેવો એકાદ વિદ્યાર્થી એના હાથ નીચે તૈયાર થાય—

ચાર ચાર વરસથી ગુપ્તા અંતરના ભંડકિયામાં એક સપનું ધરબીને બેઠો હતો. કમલ અંગ્રેજીના વિષય સાથે યુનિવર્સિટીમાં સૌ પ્રથમ આવે—

અને એના માટે એણે પૂરતો શ્રમ પણ ઉઠાવ્યો હતો. ગુપ્તાના ઘરના દરવાજા તો આમે ય આખીય કોલેજના વિદ્યાર્થીઓ માટે હમેશા ખુલ્લા જ રહેતા. એમાં ય કમલ તો કલાકો લગી અહી પડ્યો-પાથર્યો રહેતો. વર્ગમાં વિદ્યાર્થીઓ કાનફુસિયા કરતા હોય ત્યારે કહેતા ય ખરા—કમલ તો ગુપ્તાસરનો એ. ડી. સી. છે. પર્સનલ આસિસ્ટન્ટ છે અને ક્યારેક કહી દેતા–ચમચો છે! આવો આ કમલ છેલ્લા એકાદ માસથી અનિયમિત થઈ ગયો હતો. યુનિવર્સિટીની પરીક્ષાઓને હવે ઝાઝી વાર નહોતી. ગુપ્તાએ જોયું–પંદર – વીસ દિવસથી કમલે વર્ગમાં હાજરી નહોતી આપી. કમલના સહાધ્યાયીઓને પૂછપરછ કરતા ખાસ કંઈ જાણવા ન મળ્યુ. એટલી જ માહિતી મળી – કમલની તબિયત ખરાબ નહોતી થઈ ગઈ. એ હોસ્ટેલની એની રૂમમાં જ હતો. કોલેજની લાયબ્રેરીમાં ય અવાર-નવાર આવતો હતો . તો પછી એ વર્ગ ભરતો કેમ નહોતો ?

ગુપ્તાને ખબર હતી – કમલને બીજી કશી જવાબદારી નહોતી. આર્થિક રીતે ઠીક ઠીક સુખી કુટુંબનું સહુથી છેલ્લુ સંતાન હતો. પિતાની ધીકતી પેઢી પર બે મોટા ભાઈઓ ધંધો સંભાળતા હતા. મસમોટું ઘર શહેરમાં જ હતુ અને આમ છતાં કોલેજ કેમ્પસની નજદીક રહેવાથી અભ્યાસમાં વધુ અનુકુળતા રહે એવી ગણતરીએ આ વરસે એ હોસ્ટેલમા રહેવા આવી ગયો હતો. ખાસ કરીને તો ગુપ્તાએ જ એને એવો આગ્રહ કર્યો હતો.

પહેલા ગુપ્તાને ચટપટી થવા માંડી. પછી ચિંતા થઈ. ચાર વરસમાં કમલ કદી આટલો ગેરહાજર નહોતો રહ્યો. હવે, દશેરાનો દિવસે જ બાપુનું ઘોડું ક્યાંક દોડે જ નહી—

લાયબ્રેરી ખંડમા કાઉન્ટર પાસે ઊભા રહીને ગુપ્તા કશીક પુસ્તકોની લેવડદેવડ કરતો હતો. એકાએક એની નજર ખંડના એક ખૂણામાં પડી કમલ નીચા મોઢે કશુંક લખતો હતો. ટેબલ પર બે ત્રણ ખુલ્લા પુસ્તકો પડ્યાં હતાં. ગુપ્તા જોઈ રહ્યો. એને થોડોક સંતોષ થયો.

કમલ અભ્યાસમાં રત હોવાનો આ આંખે દેખ્યો પૂરાવો હતો. એ ધીમેથી કમલના ટેબલની નજીક ગયો. સહેજ ડોકુ લંબાવીને એણે જોયું – કમલની ઉઘાડી નોટબુકનુ પાનું આખે-આખુ ભરાઈ ગયુ હતું, પણ એમાં એકેય અક્ષર લખાયો નહોતો. ભૂમિતિની એકેય પરિભાષામાં નામાભિધાન થઈ ન શકે એવી અસંખ્ય આકૃતિઓ–આડીઅવળી, ઊભી, ત્રાસી–

"કમલ!" એણે કમલના ખભા પર હાથ મૂક્યો.

કમલ ચોંકયો. નોટબુક બંધ કરીને એકદમ ઊભો થઇ ગયો, ગુપ્તાસરને જોઈ રહ્યો. પછી ચહેરા પર હાથ ફેરવીને ફિક્કુ હસ્યો. બને ઊભા થઇને બહાર આવ્યા

"વર્ગમાં કેમ દેખાતો નથી કમલ?" ગુપ્તાએ પૂછ્યુ.

"ખાસ કંઈ નહીં સર! કોર્સ તો લગભગ પૂરો થઇ ગયો છે એટલે..."

"તો પછી એક્સ્ટ્રા પિરિયડ બોલાવનારા અમારા જેવા પ્રોફેસરોએ હવે નવેસરથી વિચારવું પડશે." ગુપ્તા હસ્યો.

"એવું નહી સર! પણ મને થયુ–હમણા જે કોર્સ થઈ ગયો છે એને જ બરાબર સમજી લેવાથી પરીક્ષામા ઉપયોગી થશે.'

"અને આ પિરિયડ્સ..."

"આઈ એમ સોરી સર .." કમલ નીચુ જોઈ ગયો. ગુપ્તાને કમલનુ આ રીતે જોવુ અજાણ્યુ લાગ્યુ. કમલ આ રીતે જોઈને કદી વાત કરતો નહી.'

"આજનું લેકચર અગત્યનુ છે કમલ.. પરીક્ષાની દૃષ્ટિએ તો ખાસ..."

"મને ખબર છે. અને એટલે જ હું કોલેજે આવ્યો છુ."

ગુપ્તાએ વધુ વાત ન કરી.

ઘડીક પછી વર્ગમાં દાખલ થતાંવેત ગુપ્તાએ જોયુ—કમલ ત્યાં આવ્યો નહોતો. તેની આંખ ઝીણી થઈ ગઈ. ભ્રમર જરાક સંકોચાયા ચશ્મા ઉતારીને એણે કાચ લૂછ્યા. આસપાસ જોયુ. બધુ બરાબર હતુ. પુસ્તક ખોલીને એણે ભણાવવામાં જીવ પરોવ્યો.

લેકચર પૂરું થતાં એણે લાયબ્રેરીમાં ડોકિયુ કર્યું. કમલ ત્યાં નહોતો. ગુપ્તાના મનમાં જરાક દુઃખ લાગ્યો. કમલે એને જૂઠું કેમ કહ્યુ? પછી સાંજ લગી રફતાર ચાલુ રહી. વર્ગના લેકચરો... પ્રોફેસર રૂમમાં થતી જોક્સ.. કેન્ટિનના સમોસા...ટગર ટગર જોઈ રહેવાનું મન થાય એવી સરસ સરસ આંખો અને કુમળા કુમળા ચહેરા...

સાંજે ઘરે પાછા ફરવાનો કોઈ નિયત સમય નહોતો ક્યારેક સમી સાંજ તો ક્યારેક મોડી રાત લગી ગુપ્તા ઘરે ન આવતો. દરવાજે લટકતા તાળાને ત્રણ ચાવીઓ હતી. એક ચાવી ગુપ્તા પાસે રહેતી. બીજી ચાવી ઘરકામ કરનારી નોકર બાઈ પાસે રહેતી. ત્રીજી

ચાવી વંશીવાળા છોકરાને આપી રાખી હતી. આ છોકરો બે વાર સમયસર ટિફિન મૂકી જતો. ગુપ્તાને જમવું હોય ત્યારે જમી લેતો. ક્યારેક ટિફિન અકબંધ રહી જતું એવું ય બનતું. આવું થતું ત્યારે વળતા ટંકે સાફસૂફ કરતી વેળા બાઈ કહેતી, 'બળ્યું માસ્તરસાહેબ! આ તે તમારી કેવી ટેવ? બે ટંક ધરાઈને ધાન ખાવાની ય ફુરસદ નહીં એ તે કેવી બળતરા?"

પછી એ 'માસ્તર' સામે ઠપકાભરી આંખે જોઈ લેતી. ગુપ્તા અછડતું હસીને સિગરેટની રાખ ખંખેરવા માંડતો.

આજે ગુપ્તાએ દરવાજાનું તાળું ખોલ્યું ત્યારે સાંજ આથમી ગઈ હતી અને અંધારું ઉગવા માંડ્યું હતું. ખાસ મોડું ન કહેવાય. કદાચ વહેલું કહેવાય. એણે જોયું-ટિફિન આવી ગયું હતું. એને જમવાની ઈચ્છા ન થઈ. કપડાં બદલીને એણે લાંબી ખુરશી પર કાયા ઢાળી દીધી એને જોરથી કમલ યાદ આવ્યો. સવારના અખબારો અકારણ જ આમતેમ ઉથલાવ્યાં. અમુક સાબુ વાપરવાથી દેદીપ્યમાન બનતી ત્વચાની ઉડીને આંખે વળગે એવી જાહેરખબર, અમુક તેલ વાપરવાથી કાળા ભમ્મર બનતા વાળના ઝુલ્ફાં પર ઠરતી નજરો, ફલાણી મિલના વસ્ત્રો પહેરવાથી સાકાર બનતા સપનાઓની વણઝાર...

અખબારોનો ગોટો વાળીને એણે ધક્કો માર્યો.

દરવાજા પર એક આછો ટકોરો પડ્યો. પાછું વાળીને જોયા વિના ગુપ્તાએ કાન માંડ્યા. ફરી વાર બે ત્રણ ટકોરા થયા રાત્રે સૂતી વેળાના થોડાક કલાકો સિવાય ગુપ્તા દરવાજાને અંદરથી ભાગ્યે જ બંધ કરતો. એણે એમને એમ પડ્યા રહીને અવાજ દીધો.

"દરવાજો ખુલ્લો જ છે ભાઈ! અંદર આવો"

ઓરડો ધક્કેલાયાની હલચલ થઈ. આછાં, દબાતાં પગલાંથી ઘસાતાં ચંપલનો અવાજ—

"સર !" એક મંજુલ-કુમળા અવાજના કંપનોથી ઓરડો ઊભરાઈ ગયો.

ગુપ્તાએ ચહેરો ફેરવ્યો. દરવાજામાં એક છોકરી ઊભી હતી. જોઇ રહેવાનું મન થઈ જાય એવી સપ્રમાણ, પાતળી કાયા અને માંડ વીસેક વરસનો ભોજ—

"કોણ ?"

છોકરી ત્યાં જ ઊભી રહી, ગુપ્તાએ જોયું—એને ત્યાં અવાર-નવાર આવતી એની કોલેજની વિદ્યાર્થિનીઓ વચ્ચે એણે આ ચહેરો જોયો નહોતો. કશાય સંકોચ કે ભય વિના છોકરી એની સામે સ્થિર આંખે જોઈ રહી હતી. આ રીતે જોઇ રહેવાની આ રીત—

ગુપ્તાએ ટિપોઈ પર લંબાવેલા પગ ખેંચી લીધા. પછી હળવેથી બોલ્યો. "આવો .."

છોકરી અંદર આવી. ગુપ્તા સામે ઘડીક ઊભી રહી. એના જમણા હાથમાં આઠ-દસ બંગડીઓનો ખડકલો રણકતો હતો. ડાબા હાથમાં એક ઝીણું ઘડિયાળ—

"બેસો."

છોકરી બેસી ગઈ.

"તમને મેં ઓળખ્યાં નહી...!"

"મારુ નામ માધવી." છોકરી નજર નીચે ઢાળીને બોલી, "બે વરસ પહેલાં હુ તમારી કોલેજની સ્ટુડન્ટ હતી સર!"

"અને અત્યારે—"

'બીજી ફ્રેન્ડ્સ બીજી કોલેજમાં હોવાથી ગયા વરસે મેં કોલેજ બદલાવી નાખેલી."

"હુ."

ગુપ્તાને થયુ–માધવી કદાચ કોઈક નોટ્સ માટે, કદાચ કોઈક પુસ્તકો માટે, કદાચ કઈક સમજવા માટે–

"સર! મને તમારી મદદની જરૂર છે." માધવીના અવાજમાં એકદમ કપ ભળ્યો. કોણીથી નીચે સુધી લંબાતુ, આછાં વાદળી રંગનુ બ્લાઉઝ એણે પહેર્યું હતુ. અદબ ભીડીને એ નીચલો હોઠ ચાવતી હતી.

ગુપ્તા જોઈ રહ્યો–કોણીથી નીચે લબાતુ એનુ બ્લાઉઝ... અદબ ભીડીને નીચલો હોઠ ચાવવાની એની રીત–

એણે એકદમ માથુ હલાવ્યુ—જોરથી.

"સર! મને વચન આપો તમે મને મદદ કરશો!"

ગુપ્તાને આ છોકરી વિચિત્ર લાગી. અભ્યાસમાં એની મદદ માગનાર કોઈ કદી એની પાસે વચનની માગણી ન કરતુ. અને અભ્યાસ સિવાય એ કોઈને કશી મદદ કરી શકે એમ ક્યાં હતો?

"વચન આપવાની મને ફાવટ નથી. પછી એનો ટેવ પડી જાય

માધવી. અને તને ખબર હશે જ—અભ્યાસમાં મદદ કરવા સિવાય બીજું કંઇ મારાથી ભાગ્યે જ થઈ શકે છે."

માધવી મૂગી રહી. ગુપ્તા એના બોલવાની રાહ જોઇ રહ્યો.

"સર."

ગુપ્તાએ જોયુ— માધવી વાતની શરૂઆત ક્યાંથી કરવી એ શોધતી હતી. સાડીના છેડાને આંગળી પર વીંટાળતી એ બેસી રહી.

"સ..ર.."

"બોલ, માધવી.. તારે કહેવુ હોય એ જયાં સુધી તું કહેશે નહી ત્યાં લગી મને કેવી રીતે સમજાશે ?"

"સર.. તમારા સિવાય હવે મને કોઇ કશી જ મદદ કરી શકે એમ નથી."

માધવીનુ આ ધ્રુવવાક્ય ગુપ્તાને ગમ્યું નહીં. આછા અણગમાથી એણે કહ્યુ ય ખરું... "પ્લીઝ માધવી તુ કહેવા માંડ."

"સર.." કમલ.. " માધવીએ જોરથી હોઠ કચડયો એનો ચહેરો લાલ થઈ ગયો એની આંખ પહોળી થઈ.

ગુપ્તાના કાન પણ ચમકયા! આજ સવારથી એના મનમાં કેટલીય વાર કમલના જ વિચારો આવ્યા હતા. અત્યારે આ છોકરી માધવી પણ કમલ વિષે વાત કરતી હતી!

"કમલની શી વાત છે માધવી ?"

"કમલ તમારો માનીતો વિદ્યાર્થી છે સર! તમારા અર્ધો વેણને પણ એ નહી ઉથાપે એ હુ જાણું છું. અને એટલે જ"

" માધવી ! એ બધી વાતની મને ખબર છે " ગુપ્તાનો અવાજ મોટો થયો.

" અને એટલે જ હુ તમારી પાસે આવી છુ સર ! શરમ છોડીને." માધવી એકદમ ઢીલી પડી ગઈ.

ગુપ્તાને આ બહુ વિચિત્ર લાગ્યુ, એ ઊભો થયો. માધવી એની સામે જોઈ રહી, એની આંખમાં ભીનાશ તગતગવા માંડી હતી.

" હું.. હું... કમલના બાળકની મા બનવાની છુ સર ! " કહેતા ખુરશીના હાથા પર માથુ ઢાળીને એ ધ્રુસકે ધ્રુસકે રડવા માંડી.

માધવી. અને તને ખબર હશે જ—અભ્યાસમાં મદદ કરવા સિવાય બીજું કંઇ મારાથી ભાગ્યે જ થઈ શકે છે."

માધવી મૂગી રહી. ગુપ્તા એના બોલવાની રાહ જોઇ રહ્યો.

"સર."

ગુપ્તાએ જોયુ— માધવી વાતની શરૂઆત કયાંથી કરવી એ શોધતી હતી. સાડીના છેડાને આંગળી પર વીંટાળતી એ બેસી રહી.

"સ ર.."

"બોલ, માધવી.. તારે કહેવુ હોય એ જયાં સુધી તું કહેશે નહી ત્યાં લગી મને કેવી રીતે સમજાશે ?"

"સર.. તમારા સિવાય હવે મને કોઇ કશી જ મદદ કરી શકે એમ નથી."

માધવીનુ આ ધ્રુવવાકય ગુપ્તાને ગમ્યું નહીં. આછા અણગમાથી એણે કહ્યુ ય ખરું... "પ્લીઝ માધવી તું કહેવા માંડ."

"સર.." કમલ.. " માધવીએ જોરથી હોઠ કરડયો એનો ચહેરો લાલ થઈ ગયો એની આંખ પહોળી થઈ.

ગુપ્તાના કાન પણ ચમકયા ! આજ સવારથી એના મનમાં કેટલીય વાર કમલના જ વિચારો આવ્યા હતા. અત્યારે આ છોકરી માધવી પણ કમલ વિષે વાત કરતી હતી !

"કમલની શી વાત છે માધવી ?"

"કમલ તમારો માનીતો વિદ્યાર્થી છે સર ! તમારા અધીં વેણને પણ એ નહી ઉથાપે એ હું જાણું છું.. અને એટલે જ."

"માધવી ! એ બધી વાતની મને ખબર છે." ગુપ્તાનો અવાજ મોટો થયો.

"અને એટલે જ હું તમારી પાસે આવી છું સર ! શરમ છોડીને." માધવી એકદમ ઢીલી પડી ગઈ.

ગુપ્તાને આ બધું વિચિત્ર લાગ્યું, એ ઊભો થયો. માધવી એની સામે જોઈ રહી, એની આંખમાં ભીનાશ તગતગવા માંડી હતી.

"હું.. હું... કમલના બાળકની મા બનવાની છું સર !" કહેતાં ખુરશીના હાથા પર માથું ઢાળીને એ ધ્રુસકે ધ્રુસકે રડવા માંડી.

ગુપ્તાને થોડીક મૂંઝવણ થઈ.

ખુરશીના હાથા પર માથું ઢાળીને રડતી માધવીની પીઠ સામે એ જોઈ રહ્યો. એને થયું માધવાની પીઠ પર હાથ ફેરવીને એ એને છાની રાખે તો–

માધવીએ કહેલી વાતથી એને અકળામણ થવા માંડી.

માધવીની રડવાની આ રીત પણ બરાબર–

ના!

ગુપ્તાએ દાંત ભીસ્યા. બારીમાંથી બહાર જોયું. હાથ લંબાવીને માધવીના માથા પર અછડતી આંગળી ફેરવી પખાની સ્વીચ ઓન પર મૂકી.

માધવીએ ઊંચે જોયું. આંસુથી ખરડાયેલી એની આંખમાં હવે અસહાયતા છલકતી હતી. ગુપ્તાના હાથ પર માથું ઢાળીને એણે પાછું રડવા માંડ્યું.

"માધવી." ગુપ્તાને સૂઝ્યું નહી! એ હાથ ખેચી લે કે 'ીને આ રીતે રડવા દે? 'શાંત થા માધવી! મને માંડીને

વાત કહે.. તને બધી જ રીતે મદદ કરવાનુ હુ વચન આપુ છું." ગુપ્તાસાહેબના કથનમાં એકાએક વચન આપવાની ફાવટ દાખલ થઈ ગઈ !

માધવીએ ગુપ્તાનો હાથ છોડી દીધો. સાડીના છેડાથી ચહેરો લૂછી નાખ્યો ગુપ્તાએ એને પાણી આપ્યુ માધવીએ ઊભા થઈ ને ચહેરો ધોઈ નાખ્યો.

" હવે કહે માધવી ! કમલ જોડેનો તારો પરિચય—"

" ચાર વરસ જુનો ! ફર્સ્ટ ઈયરના વર્ગમાં અમે સાથે જ હતાં." માધવીએ નીચુ જોઈ ને કહ્યું.

" પણ તે હમણાં જ કહ્યુ—ગયા વરસે તે કોલેજ બદલી."

"કોલેજ બદલ્યા પછી જ અમને એકાએક ખ્યાલ આવ્યો સર...એકાએક અમને થયુ કે ..કે..." માધવી અચકાઈ.

" સ કોચ છોડીને કહે માધવી."

" જુદા પડયાં ત્યાં સુધી અમે પરસ્પરથી પરિચિતો હતાં—માત્ર પરિચિતો...પણ જુદાં પડયાં પછી અચાનક અમને ખ્યાલ આવ્યો... અમે માત્ર પરિચિતો નહોતાં. અમને ત્યાં સુધી કશો જ ખ્યાલ નહોતો સર ! રોજનું મળવાનુ બ ધ થયુ ત્યારે જ અમને સમજાયુ ... અમે અજાણતાં જ ખૂબ નજીક આવી ગયાં હતાં"

" હ."

"અને લાગણી એકવાર છેતરાઈ થઈ જાય પછી તો...પછી તો સર..." માધવીએ જીભ કચડી.

"હ." ગુપ્તાએ ચિરૂટ હાથમાં લીધી.

"છેલ્લાં દોઢેક વરસથી અમે મળ્યા કરતાં—' માધવી ઘડીક અટકી.

આ વખતે ગુપ્તાએ હોંકારો ન ભણ્યો. ચિરૂટમાંથી રાખ ખંખેરવા માંડી. માધવી ચૂપ થઈ ગઈ.

"કમલ હવે લગ્ન કરવાની ના કહે છે માધવી?"

"એ ના નથી કહેતો સર."

"તો પછી?"

માધવી ફરી નીચુ જોઈ ગઈ.

"તારી પરિસ્થિતિથી તે એને વાકેફ કર્યો છે?"

માધવીએ ડોકું હલાવીને હા પાડી.

ગુપ્તાએ ચિરૂટ સળગાવી.

"સર..." માધવી પાછી થોથવાઈ, "કમલ કહે છે– આ પરીક્ષા પૂરી થઈ જવા દે...પછી મને ક્યાંક ગોઠવાઈ જવા દે...એ પહેલાં જો બધું જાહેર થઇ જાય તો કુટુંબમાંથી કશું ન મળે... પરીક્ષા આપી ન શકાય એટલે ભવિષ્ય પણ ધૂંધળું થઈ જાય."

ગુપ્તાને થયુ–કમલની વાત સાવ ખોટી તો નહોતી જ.

"પણ..મને...આટલો સમય મારાથી કેવી રીતે થોભાય? મારા પેટમાં કમલનુ બાળક છે..."

"એ બાળક માટે કમલ શુ કહે છે?"

"કમલ એનો નિકાલ કરી નાખવાનું કહે છે." માધવી આંખ મીચીને હાંફવા માંડી.

ગુપ્તાના શરીરે એક લખલખું આવી ગયું. કમલ– એનો પ્રિય વિદ્યાર્થી કમલ—

"માધવી."

માધવી ચૂપચાપ જોઈ રહી

"તારા ઘરમાં, તારા કુટુંબીજનો આ વિષે કંઈ જાણે છે?"

"હું અહીં હોસ્ટેલમાં રહું છું સર!"

"અને તારાં માતા-પિતા?"

"એક મા છે..ગામડાના ઘરે રહે છે. થોડીક જમીન છે. એક ઘર છે. એની ઉપજમાંથી સુખેથી નભ્યે જાય છે.."

"અને પિતા?"

"કદી જોયા નથી સર! પિતા મારા માટે એક કલ્પના માત્ર છે." માધવીના અવાજમાં ક્ષીણતા ભળી ગઈ.

ગુપ્તાએ સિગરેટ ચૂસ્યા કરી.

"એનો અર્થ તો એજ થયો— કમલ તારી જોડે પરણવા તો તૈયાર છે જ."

"હા, હજુ એણે ના નથી કહી"

"તો પછી એનું સૂચન સાવ ખોટું છે એમ તો કેમ કહેવાય?"

એક ક્ષણ માધવી ઊભી રહી ગઈ. એણે કશો જવાબ ન આપ્યો.

"કમલની હાજરીમા જ આપણે ચર્ચા કરી લઈએ"

"ભલે મને કશો વાંધો નથી." માધવી બોલી અને પછી ઉતાવળી ચાલી ગઈ. એની પીઠ પર લટકતા લાંબા ચોટલા સામે ગુપ્તા ક્યાંય સુધી જોઈ રહ્યો.

*

ગુપ્તાસર પોતાને મળવા માટે બોલાવે છે એવો સદેશો મળતાવેત કમલને થોડુક આશ્ચર્ય તો જરૂર થયું પણ પછી આવો કોઈક સદેશો મળશે જ એવી એની ગઈકાલની આછી ગણતરી સાચી ઠરી એવો વિચાર આવ્યો. ગઈકાલે કોલેજના લાયબ્રેરી ખડમાં ગુપ્તાસરને એણે કહેલું–આજનું લેક્ચર ભરવા એ આવ્યો હતો ! કદાચ પાછળથી જોઈ રહેલા ગુપ્તા સરની નજરે નોટબુકમા એણે જે આડાઅવળા લીટા દોરેલા એ પડયા હોય—

છેલ્લા કેટલા દિવસોની એની ગેરહાજરી હતી અને પરીક્ષાઓ નજીક આવી રહી હતી કમલને ચિંતા થવા માંડી. ગુપ્તાસર એને ઠપકો આપશે. એને કારણ પૂછશે. પરીક્ષા અગેની એની તૈયારી અગે પ્રશ્નો પૂછશે. પોતે પણ બધાનો ઉત્તર શો વાળશે એનો એણે માનસિક તૈયારી કરવા માંડી.

ઘડીભર તો થયું–ગુપ્તાસર પાસે એનાથી આવુ બધું જુઠાણું કેમ બોલાશે ? એ કરતાં એ એને મળવા જાય જ નહીં તો—

પણ પછી થયુ –ધારો કે ગુપ્તાસર ખુદ જ આવતીકાલે અહીં આવીને એને સામે ઊભા રહે તો—

કમલે વિચારી લીધુ. જવું તો ખરું જ.

પણ ગુપ્તાના ઘરમાં ઊંબરા પર પગ દેતાવેંત કમલ અતિશય ચમકી ગયો. માધવીને અહીં આ રીતે જોવાની એને કદી કલ્પના નહોતી આવી. એ સ્તબ્ધ થઈ ગયો. માધવીએ કમલ સામે જોયું. કમલને કળ વળી ત્યારે એ નીચું જોઈ ગયો. ગુપ્તાએ હોઠ વચ્ચે દબાવેલી ચિરૂટ હાથમાં લીધી. હળવેકથી ટિપોઈ પર મૂકી પછી કમલને આવકાર્યો.

" આવ કમલ ! બેસ."

પરાણે આવતો હોય એમ કમલ અંદર આવ્યો. ચૂપચાપ ખુરશી પર ગોઠવાયો. ઘડીભર મૌન ઝળુંબી રહ્યું. અકળામણ થાય એવું ભારસલ્લું મૌન !

માધવીની આંખ લાલ હતી. તાજું જ રડી લીધુ હોય એવી એ લાલાશ !

" કમલ." મૌનના ઘટ્ટ ચોસલાઓ વચ્ચે ગુપ્તાએ એક છિદ્ર પાડયું. કમલે કશો જવાબ ન આપ્યો. ગુપ્તા ઊભો થયો. પંખો ચાલુ કર્યો કમલની નજીક આવીને એણે એના ખભે હાથ મૂકયો.

" આ માધવીને ઓળખે છે ને કમલ ?" ગુપ્તાએ હળવેકથી પૂછયું.

કમલે ચહેરો ઊંચકયો. માધવી સામે જોયા વિના એણે ગુપ્તા સામે જોયું. બોલ્યો.

"ગઈકાલ સુધી એમ લાગતુ હતુ હુ એને ઓળખુ છું પણ–"

"પણ શુ કમલ ?"

"પણ આજે થાય છે. તમારી પાસે આ રીતે ફરિયાદ લઈને આવનાર માધવીને તો હુ ઓળખતો જ નહોતો."

"ફરિયાદ કરવા જેવુ કોઈ કારણ તો તે આપ્યુ હશે ને ?"

કમલ કશું ન બોલ્યો. મૂગો મૂગો જોઈ રહ્યો.

"અને આટલીક વાતમાં જો માધવી તને અજાણી લાગતી હોય તો પછી તારી આવડી મોટી વાત પછી માધવીને તુ કેવો અપરિચિત લાગવા માંડે એ કદી વિચાર્યું છે ?"

"સર..." કમલ ફરીથી નીચુ જોઈ ગયો. હળવેકથી બોલ્યો: "એ એક ભુલ હતી સર."

"કંઈ ભૂલ કમલ ? માધવી જોડેનો પરિચય ?" ગુપ્તાએ તીખાશથી પૂછ્યુ.

માધવી ટટાર થઈ ગઈ. એની આંખ તીણી થઈ ગઈ.

"ના... અકાળે આકાર લેવા માંડેલું અમારું બાળક."

"કબૂલ ! પણ એ ભૂલનો સ્વીકાર કરવાને બદલે તું—"

"હુ એ ભૂલને સુધારવા માગુ છુ."

"કઈ રીતે ?"

કમલ ફરીથી ચૂપ થઈ ગયો. એણે માધવી સામે અછડતી નજર ફેરવી. પછી બોલ્યો "તમને માધવીએ જ વાત કહી હશે સર!"

"માધવીએ મને શું કહ્યું હશે એની કલ્પના કરવી રહેવા દઈને તું મને કહે કમલ..."

કમલ કશું ન બોલ્યો. આટલી તીખાશથી બોલતા ગુપ્તાસર એણે પહેલી જ વાર જોયા.

"કહે કમલ... સાફ સાફ કહે.. ભૂલ સુધારવાનો તારો કીમિયો."

"સર! એ સિવાય બીજો કોઈ માર્ગ મને નથી સૂઝતો."

"કયો માર્ગ? સાફ નથી કેમ નથી કહેતો કમલ?"

"સર..સર..." કમલ અકળાઈ ગયો. "શા માટે મારા મોંએ બોલાવો છો? તમે બધું જ જાણો છો."

"હા, હું બધું જાણું છું." ગુપ્તા ઊભો થઈને ખંડમાં આંટા મારવા માંડયો. "પણ એ નહોતો જાણતો કે જે વાત તું મોંએથી બોલી નથી શકતો એ વાતનો અમલ કરવા વિષે તું આટલો આગ્રહી હોઈશ!"

"થયેલી ભૂલ એ રીતે સુધરની હોય તો—"

"કે પછી બીજી એક વધુ ભૂલ થની હોય તો—"

કમલ ચૂપ થઈ ગયો. અદમ ભીડીને માધવી સંકોડાઈ ગઈ.

"ભુલ તો તમારા બન્નેની હતી ને કમલ?" ગુપ્તાએ કહેવા

માંડ્યું. "થયેલી ભૂલ સુધારવાના તમારા બન્નેના માર્ગો ભિન્ન છે. એવું કેમ ન બને કે તારો માર્ગ ભૂલ ભરેલો હોય અને માધવીનો માર્ગ— "

"મને વિશ્વાસ છે સર! માધવી રૂઢિગત લાગણીઓમાં તણાઈ ને દુઃખી થઈ રહી છે. એના ભાવિને ગુંગળાવી રહી છે. એકવાર આ બધું પુરૂં થઈ જાય પછી— "

"પછી?"

"પછી બધું જ થાળે પડી જાય. જીંદગી બરાબર ગોઠવાઈ જાય એટલે બધું નવેસરથી."

"જૂનું ભૂસીને આટલી સરળતાથી બધુ નવેસરથી જો શરૂ થઈ શકતુ હોત ને તો કમલ! આપણે સૌએ કદાચ આ આખીય દુનિયા ક્યારની ભૂસી નાખી હોત."

કમલ મૂંગો મૂંગો બેસી રહ્યો. માધવી નીચુ જોઈને સાડીના છેડાને કોઠા પર વીંટાળતી રહી.

"મને લાગે છે કમલ! તારે માધવીની પરિસ્થિતિનો, એની મનોદશાનો ખ્યાલ કરવો જોઈએ."

"સર, એનો મને બરાબર ખ્યાલ છે."

"તો પછી?"

"પણ માફ કરજો... માધવી માત્ર એનો જ વિચાર કરે છે. એની પરિસ્થિતિનો જ ખ્યાલ કરે છે. હું અમારા બન્નેના વિચારો

કરું છું.. અમારા બન્નેની સંયુક્ત પરિસ્થિતિનો વિચાર કર્યો પછી જ મેં માધવાને આમ કહ્યુ હતુ."

માધવી એકદમ ઊભી થઈ ગઈ. કમલ ચમક્યો. માધવી એને સામે જોઈ રહી. ગુપ્તાએ હળવેકથી માધવીના ખભે હાથ મૂક્યો પછી બોલ્યો, "બેસ માધવી ..."

માધવી આજ્ઞાંકિત બાળકની જેમ બેસી ગઈ. પછી એકલી એકલી જોઈને બબડતી હોય એમ ધીમેથી બોલી "પરિસ્થિતિઓના નર્યા સરવાળાઓ સિવાય પણ જીંદગીમાં બીજું કશુંક હોય છે ખરું હોં કમલ!"

ગુપ્તાના હોઠ પર એક આછુ સ્મિત અંકાયું. કમલ સામે જોઈને બોલ્યો. "તને આ વાત સમજાય છે કમલ?"

"સમજાતી તો નથી સર! પણ તમે આજ સુધી મને પુષ્કળ સમજાવ્યુ છે. ન સમજાતી હોય એવી ઘણીય વાતો"

"વારૂ! તો હવે તારે મારી આ વાત પણ સમજવી પડશે."

"તમારી એકેએક વાત સમજવાની મે હંમેશા કોશિષ કરી છે અને જ્યારે નથી સમજાઈ ત્યારે એ વાતને મે હકીકત તરીકે સ્વીકારી લીધી છે." કમલ કડકડાટ બોલતો હોય એ રીતે બોલ્યો.

"તો પછી તારે મારી આ વાત પણ માનવી પડશે." ગુપ્તાના સ્વરમાં સત્તાની છાટ હતી.

કમલ ચૂપ થઈ ગયો

'પરિણામોના કાલ્પનિક ભયને એક બાજુ હડસેલીને હવે તું

માધવી જોડે તાત્કાલિક લગ્ન કરી લે કમલ! તમારી તમામ મુશ્કેલીઓમાં હું તમારી સાથે છું જ."

કમલ નિરૂત્તર રહ્યો.

"મૌન એ મારી વાતનો ઉત્તર નથી કમલ."

કમલ ઊભો થયો. બારી પાસે જઈને બહાર જોવા માંડયો. પછી હળવેથી બોલ્યો. "મારી વાત મેં તમારી સમક્ષ મૂકી દીધી સર! આમ છતાં જો તમે કહેતા હો તો... તો હું આજે, અત્યારે જ માધવી જોડે લગ્ન કરી લેવા તૈયાર છું."

"શાબાશ કમલ!" ગુપ્તાએ કમલનો ખભો થાબડયો "મને તારી પાસેથી આ જ અપેક્ષા હતી." અને પછી માધવી તરફ ફરીને બોલ્યો, "માધવી, કમલ થોડુંક વધુ પડતું વિચારવાની આદતવાળો છોકરો છે."

ગુપ્તા વાક્ય પૂરૂં ન કરી શકયો. માધવી સડાક કરતી ઊભી થઈ ગઈ.

"લગ્ન પછી કમલની આ ટેવ સુધારવા તારે ઘણી મહેનત કરવી પડશે." ગુપ્તા હળવાશથી બોલતો ગયો.

માધવીની આંખમાં એકાએક કશોક નિશ્ચય તગતગ્યો. એણે હોઠ ભીંસ્યા. એકદમ કમલની નજીક આવીને તીણા સ્વરે બોલી.

"મને .. મને... માફ કરજો સર! કમલ જોડે મારાથી લગ્ન નહીં થાય."

ગુપ્તા સજ્જડ થઈ ગયો. કમલ એકદમ ચક્કર ખાઈ ગયો હોય એમ ગોળ ફરી ગયો. માધવીને આ શું થઈ ગયું?

"અરે! અરે! માધવી.." ગુપ્તાએ આગળ વધીને કહ્યું. માધવી ચહેરા સામે જોતાં એને થયુ માધવી ક્યાંક કમલને ઠરડી ન ખાય!

"કમલ જોડે મારાથી નહી જીવી શકાય સર! મારી પરિસ્થિતિને હુ એકલે હાથે જ સામનો કરી લઈશ."

"પણ..પણ.. એકાએક તેને શું થઇ ગયુ માધવી? કમલ લગ્ન કરવા રાજી છે પછી—"

માધવી આખાય ઓરડાને આંખમાં ઓગાળી દેતી હોય એમ જોઈ રહી. પછી બોલી "કમલ લગ્ન કરવા રાજી છે..પણ એ તમારા કહેવાથી સર..અને...અને...આખી જીંદગી મારાથી આ વાતનો ભાર જીરવાશે નહી.. મારાથી જીવી શકાશે નહી સર... મને મને માફ કરી દો." કહેતાં માધવી દોડતી ઓરડાની બહાર નીકળી ગઈ.

૩

શ્યામનારાયણ ગુપ્તાની આંખમાં નિદ્રાએ રાતભર પથારી પાથરી નહીં. એનો અજંપો, ખુદ એનાથી જ ઓળખાતો નહોતો. કોઈ ચોક્કસ આકાર વિનાનું કશુંક વલોવાતું હતું.

માધવીના ગયા પછી ક્યાંય સુધી સ્તબ્ધતા છવાયેલી રહી હતી. કમલ એક શબ્દ બોલ્યા વિના બેસી રહ્યો. ગુપ્તાને થયું–એ કશી વાતચીત કરે તો સારું ! પણ એનાથી ય કશું બોલાયું નહીં. આખરે કમલ ઊભો થઈને, વાતાવરણની સ્તબ્ધતા ભાંગે નહીં એની સાવચેતી રાખતો બહાર નીકળી ગયો.

કમલના ગયા પછી ગુપ્તાને થયું– એણે કમલને રોક્યો કેમ નહી ? કમલ જોડે વધુ વાતચીત કરીને રહોળાયેલા વાતાવરણને સ્થિર કરવા એણે પ્રયત્ન કેમ ન કર્યો ?

ગુપ્તાએ ક્યાંય સુધી સિગરેટ પીધા કરી.

જતાં જતાં માધવીએ જે રીતે વળ ખાઈને ફૂંફાડો માર્યો હતો. એ રીતે ગુપ્તાથી જીરવાતી નહોતી. ગઈ કાલે પહેલી વાર

માધવી જયારે એની પાસે આવી ત્યારે ય એને થોડીક અકળામણ થઈ ગઈ હતી. લગભગ બબ્બે દશકાનો રાફડો જામી ગયા પછી—

બધું ક્યારનું ભૂલાઈ ગયું લાગતુ હતુ. શ્યામનારાયણ ગુપ્તાને કોઈ પૂર્વજીવન હતુ એય હવે યાદ નહોતુ. આટલા વરસથી એ બધુ મટી ગયો હતો. હવે તો બચ્યા હતા ગુપ્તાસર!

પણ મધરાતના મુલાયમ અંધારાના ઓઢણા વચ્ચે લપાયા પછી આજે એને થતુ હતુ – ના રે! એ ગુપ્તાસર નહોતો! એ તો હતો શ્યામનારાયણ...શ્યામ.. નર્યો શ્યામ. નર્યો નારાયણ! ગુપ્તાસર ક્યાં અલોપ થઇ ગયા?

સવાર પડતા સુધીમાં ગુપ્તાનું માથુ ખૂબ ભારે થઈ ગયું.

*

કમલને મળીને, એને માધવી પાસે મોકલવાનું એણે નક્કી કર્યું. માધવી ભોળા મનની હતી અને લાગણીઓના સંવેદનો નીચે જરૂર કરતાં વધુ વિચારતી હતી. એક વાર એ કમલને સમજાવીને માધવી પાસે મોકલે અને જો માધવીના મનનુ સમાધાન કરી શકાય તો—

અને જો એમ ન થઈ શકે તો–

તો કદાચ માધવી શું કરી બેસે...

ગુપ્તા આગળ વિચારી શકતો નહોતો.

કોલેજ જઈને લેકચર આપી શકવા જેટલી માનસિક સ્વસ્થતા નથી રહી એમ લાગવાથી એણે કોલેજ જવાનું માંડી વાળ્યુ. કમલ ક્યાંક બહાર નીકળી જાય એ પહેલાં ત્યાં પહોંચી જવાનુ વિચારી ગુપ્તા એની હોસ્ટેલે પહોંચ્યો.

ગુપ્તાને ખાતરી હતી. હોસ્ટેલમાં રહેનારા ઘણા ખરા વિદ્યાર્થીઓ એની કોલેજના જ હોવાના. કોલેજનો સમય થઈ ગયો હતો એટલે આમાંના મોટા ભાગના તો કોલેજ ચાલ્યા ગયા હતા. અને તોય ગુપ્તાસરને ઓળખનારાઓ અહીં ઓછા નહોતા. કમલ પ્રત્યેનો એનો પક્ષપાત પણ વિદ્યાર્થીઓમાં અજાણ્યો નહોતો. પણ આ રીતે કમલને મળવા એની હોસ્ટેલ પર પહેલી વાર આવતો હતો એટલે વિદ્યાર્થીઓની આંખમાં અને કદાચ જીભ ઉપર પણ પ્રશ્ન આવશે જ એનો ખ્યાલ ગુપ્તાને હતો જ. એ પ્રશ્ન જ્યારે આવશે ત્યારે જોઈ લેવાશે એવા વિચારથી ગુપ્તા સીધો જ કમલની રૂમ પર પહોંચી ગયો.

પણ કમલની રૂમ બંધ હતી.

"કમલને મળવું હતું સર?" લોબીમાંથી પસાર થતા બે ત્રણ વિદ્યાર્થીઓએ એને પૂછ્યું.

"હા. એનું થોડું કામ હતું!"

"કમલ તો સવારનો ક્યાંક બહાર ગયો છે."

"કદાચ કોલેજમાં જ ગયો હશે."

"ના જી! હાથમાં પુસ્તકો કે નોટ્સ કશું હતું નહીં! ખાલી હાથે ફરવા જતા મેં એને વહેલી સવારે જોયો હતો."

"વારુ! કમલ પાછો ફરે કે તરત જ તમે એને કહેજો-ગુપ્તાસરે તને બોલાવ્યો છે તામડતોબ અત્યારે જ મને ઘરે મળે. હું એની રાહ જોઈશ.'

"ભલે!"

બને એટલા સ્વાભાવિક દેખાવાની કોશિશ કરતો ગુપ્તા ઘરે પાછો ફર્યો.

બપોર સુધીમાં ગુપ્તાની અકળામણ ખૂબ વધી ગઈ. કમલ વહેલી સવારનો ક્યાંક બહાર નીકળી ગયો હતો. પોતે રાતભર સૂતો નહોતો. કદાચ કમલ પણ નહીં સૂતો હોય.. અને માધવી? કદાચ એ આખી રાત રડી હશે...અત્યારે પણ કદાચ રડતી હશે...ન પણ રડતી હોય...માધવી જેવી છોકરી વધુ વાર રડ્યા ન કરે ..માધવી જેવી છોકરી—

માધવી જેવી...

સાદ, સિતોર, એંસી માઈલની ઝડપે જતી ગાડી, પાટો બદલવામાં એકાએક તીણો આંચકો અનુભવે અને બધું ધ્રુજી જાય એમ—

કદાચ માધવી પણ કમલની જેમ ક્યાંક બહાર ચાલી ગઈ હોય! એની હોસ્ટેલ ગુપ્તાથી અજાણી નહોતી. એની કોલેજ પણ ખાસ દૂર નહોતી. ગુપ્તાને થયું – બનવાજોગ છે, માધવી કદાચ એની મા પાસે ગામડાના એના ઘરે ચાલી જાય.

અને જો આમ બને તો—

તો માધવી કહેતી હતી એમ એની મા એને ઝેર પાઈ દે!

માધવી મરી જાય!

સારૂ થાય! બધો હોબાળો શમી જાય!

માધવી મરી જાય એથી ગુપ્તાને શું?

ગુપ્તાને ફરીવાર એક જબરો આંચકો લાગ્યો– ના, માધવીને મરવા ન દેવાય! મરવા ન જ દેવાય!

બપોર લગી એણે કમલની રાહ જોયા કરી. કમલનો કશો પત્તો નહોતો.

હવે વધુ વાર એનાથી બેસી નહીં રહેવાય એમ એને લાગ્યું. બનવાજોગ છે. કમલ માધવીને મળ્યો પણ હોય.

ન પણ મળ્યો હોય—

અને તો માધવી ક્યાંક ચાલી જાય..કશુંક બની જાય એ પહેલાં પોતે એને મળવું જોઈએ.

ગુપ્તા ઊભો થયો. વધુ વિચારવું રોકીને એ માધવીની હોસ્ટેલે પહોંચી ગયો.

હોસ્ટેલના નિયમાનુસાર, નીચે 'વીઝીટર્સ રૂમ'માં બેસીને એણે માધવીને સંદેશો મોકલ્યો. કૉલેજનો સમય હજુ પૂરો નહોતો થયો એટલે હોસ્ટેલ પ્રમાણમાં ખાલી લાગતી હતી. એને વધુ વાર બેસવું ન પડ્યું. એણે જોયું...માધવી આવી પહોંચી હતી.

"તમે? સર...તમે?" માધવીના ચહેરા પર આશ્ચર્યમાં લીંપાયેલો આનંદ અછતો નહોતો રહેતો. ગુપ્તાનો એ ચહેરો ગમ્યો.

"કેમ, સરથી અહીં આવી ન શકાય ?"

"પણ પણ...અત્યારે તો કૉલેજ ચાલુ હશે ને !"

"એમ તો તુ પણ કૉલેજ નથી ગઈ !"

"મારી વાત જુદી છે સર !" માધવી નીચું જોઈ ગઈ.

"સાચું કહેજે. માધવી ! અત્યાર સુધી કેટલું રડી ?"

માધવીએ ઊંચે જોયું. ફિક્કુ હસી. બોલી. "એકવાર ! માત્ર એકવાર પેટ ભરીને રડી લીધુ અને પછી—"

"પછી ?"

"પછી રાહ જોતી રહી."

"કોની કમલની ?"

"હા !"

"કમલ આવ્યો ? મળ્યો ?"

"ના..." માધવીએ ઊંડો શ્વાસ લીધો. "અને સાચુ કહું સર ? મારી વાત માનશો ?" એના અવાજમાં લાગણીનો રણકો હતો.

"મને રહી રહીને એમ થયા જ કરતુ હતું કે તમે આવો તો કેવું સારું !" માધવી નીચું જોઈ ગઈ.

ગુપ્તા જોઈ રહ્યો. કશું ન બોલ્યો. કામવાળી બાઈ હાથમાં

સારું થાય! બધો હોબાળો થમી જાય!

માધવી મરી જાય એથી ગુપ્તાને શું?

ગુપ્તાને ફરીવાર એક જબરો આંચકો લાગ્યો– ના, માધવીને મરવા ન દેવાય! મરવા ન જ દેવાય!

બપોર લગી એણે કમલની રાહ જોયા કરી. કમલનો કશો પત્તો નહોતો.

હવે વધુ વાર એનાથી બેસી નહીં રહેવાય એમ એને લાગ્યું. બનવાજોગ છે. કમલ માધવીને મળ્યો પણ હોય.

ન પણ મળ્યો હોય—

અને તો માધવી ક્યાંક ચાલી જાય ..કશુંક બની જાય એ પહેલાં પોતે એને મળવું જોઇએ.

ગુપ્તા ઊભો થયો. વધુ વિચારવું રોકીને એ માધવીની હોસ્ટેલે પહોંચી ગયો.

હોસ્ટેલના નિયમાનુસાર, નીચે 'વીઝીટર્સ રૂમ'માં બેસીને એણે માધવીને સંદેશો મોકલ્યો. કોલેજનો સમય હજુ પૂરો નહોતો થયો એટલે હોસ્ટેલ પ્રમાણમાં ખાલી લાગતી હતી. એને વધુ વાર બેસવું ન પડ્યું. એણે જોયું...માધવી આવી પહોંચી હતી.

"તમે? સર...તમે?" માધવીના ચહેરા પર આશ્ચર્યમાં લીંપાયેલો આનંદ અછતો નહોતો રહેતો. ગુપ્તાનો એ ચહેરો ગમ્યો.

"કેમ, સરથી અહીં આવી ન શકાય ?"

"પણ પણ...અત્યારે તો કોલેજ ચાલુ હશે ને !"

"એમ તો તું પણ કોલેજ નથી ગઈ !"

"મારી વાત જુદી છે સર !" માધવી નીચું જોઈ ગઈ.

"સાચું કહેજે માધવી ! અત્યાર સુધી કેટલુ રડી ?"

માધવીએ ઊંચે જોયું. ફિક્કુ હસી. બોલી. "એકવાર ! માત્ર એકવાર પેટ ભરીને રડી લીધું અને પછી—"

"પછી ?"

"પછી રાહ જોતી રહી."

"કોની કમલની ?"

"હા !"

"કમલ આવ્યો ! ગયો ?"

"ના..." માધવીએ ઊંડો શ્વાસ લીધો. "અને સાચુ કહું સર ? મારી વાત માનશો ?" એના અવાજમાં લાગણીનો રણકો હતો.

"મને રડી રડીને એમ થયા જ કરતું હતુ કે તમે આવો તો કેવુ સારું !" માધવી નીચું જોઈ ગઈ.

ગુપ્તા જોઈ રહ્યો. કશું ન બોલ્યો. કામવાળી બાઈ હાથમાં

સાવરણી લઈને ખંડમાં આંટા મારતી હતી ઘડીભર શાંતિ છવાઈ ગઈ. કામવાળી બાઈ ત્રાંસી આંખે ગુપ્તાને જોઈ રહી પછી લોબીમાં જઈને બધું સાફસૂફ કરવા માંડી.

"માધવી," એણે ધીમેથી કહ્યું, "અહીં વધુ વાત કરવી યોગ્ય નથી. હું ઘરે તારી રાહ જોઉં છું. મારે તારી જોડે કેટલીક જરૂરી વાત કરવી છે."

માધવી જોઈ રહી એની આંખમાં આશ્ચર્ય હતું? સંતોષ હતો? વિચિત્રતા હતી?

"ભલે." એ ધીમેથી બોલી.

ગુપ્તા ઉતાવળે ઉતાવળે બહાર નીકળી ગયો.

સાંજે માધવી ગુપ્તાના ઘરે આવી. દીવાનખાનમાં ચારેય બાજુ ચિરૂટની રાખ જ્યાં ત્યાં વેરાયેલી હતી. સવારના અખબારોના પાના આમતેમ ઉડતા હતા. ચા પીધેલા ત્રણેક કપ આડા અવળા પડયા હતા. બધુંય વેરવિખેર હતું.

"સર! હું તમને ખૂબ ખૂબ પરેશાન કરી રહી છું!" ઉપકારવશ નજરે માધવી બોલી.

"હા માધવી! તું મને સાચે જ પરેશાન કરી રહી છે!" ગુપ્તા બોલ્યો માધવી સામે જોયા વિના જ એકલો એકલો બબડતો હોય એમ.

"મને માફ કરો સર! મેં ભૂલ કરી છે... કદાચ પાપ પણ કહેવાય. એની સજા મારે અને માત્ર મારે જ ભોગવવી જોઈએ."

"સજા તારે જ ભોગવવાની છે. પણ એ સજા નક્કી તો થઈ જવા દે"

માધવી જમણા કાંડા પર સાડીનો છેડો વીંટાળતી બેસી રહી. એની હલચલથી ઉભરાતો બંગડીઓનો અવાજ.

"મને લાગે છે સર ! કમલ કદાચ મને નહી મળે" માધવી બોલી.

"એમ હતાશ ન થા ! કમલ તને મળશે. હુ હજુ એકવાર પ્રયત્ન કરવા માગું છુ."

"ના.. કૃપા કરીને તમે હવે કમલને સમજાવવાની કોશિશ ન કરતા."

"માધવી, બધી વાતોને માત્ર લાગણીઓના ચશ્મા પહેરીને ન જોવાય. ક્યારેક ગણતરીઓ અને સરવાળાઓ પણ કરવા પડે."

"તમારી જોડે હુ દલીલો નહી કરૂ સર ! મને એ નહી ફાવે... પણ ગઇ કાલે મારાથી અચાનક જે વર્તન થઈ ગયુ એથી તમારી હાલત કઢંગી થઈ ગઈ હતી એ હુ જાણું છુ. તમે કમલને સમજાવી શક્યા. મારા કહેવાથી જ તમે આ કામ માથે લીધુ હતું. જ્યારે એ કામ થઇ શક્યું ત્યારે—"

"ત્યારે ?"

"કોણ જાણે સર ! મને કશુંક થઇ ગયુ ! સાચું કહુ છું. આ પહેલા મને આવુ બનશે એની કલ્પના સુદ્ધાં નહોતી. પણ... પણ જે બન્યું એ ઠીક જ બન્યું. આમ ન બન્યું હોત તો એનો

દુ:ખ મારાથી કેમેય જીરવાત નહીં. હું તમારી માફી માગું છું સર! મને માફ કરી દો..." માધવી ઊભી થઈને એકદમ ગુપ્તાના પગ પાસે બેસી ગઈ.

"અરે, અરે!" ગુપ્તાએ માધવીના ખભા પકડી લીધા. "આ શું કરે છે માધવી?"

માધવી એમને એમ બેસી રહી, કશું ન બોલી.

"કદાચ તારો ભય સાચો પડે. કમલ હવે તને ન મળે."

"એના મળવા ન મળવાથી હવે કશો ફરક નથી પડતો."

"માધવી, તું વધુ પડતી જીદ કરી રહી છે."

"અને એ માટે હુ ફરીથી માફી માગુ છુ."

"એના પરિણામનો તને પૂરતો ખ્યાલ નથી."

"કલ્પના કરી શકુ છુ."

"તારી વૃધ્ધ મા આ આઘાત જીરવી નહી શકે."

"હું ત્યાં નહી જાઉં સર!"

"એટલે?"

માધવી ચૂપ રહી.

"તું બેસમજ અને અક્કલહીન વાત કરે છે માધવી! તારા જેવી છોકરી આ પરિસ્થિતિમાં બીજે ક્યાં જઈ શકે?"

"એની તો મનેય ખબર નથી સર! કદાચ..કદાચ..એવુ ય બને...આ મિજાજ ઓગળી જાય અને પછી નઠોર ધરતી પર પગ પછડાય ત્યારે આ બધુ ન જીરવાય...એવે વખત—"

"એવે વખતે..?"

"એવે વખતે યાદ કરવા જેવું બીજુ એકેય ઠેકાણુ નથી સર! બીજુ એકેય ઠેકાણુ નથી." માધવીએ બેઉ હથેળી વચ્ચે પોતાનો ચહેરો સતાડી દીધો.

ગુપ્તા રડતી માધવીને જોઈ રહ્યો. એને થયું. માધવીના હાથ પકડીને એના રડતા ચહેરાને ખુલ્લો કર્યો હોય તો—

"તારે મારી એક વાત માનવી પડશે માનવી!"

માધવીએ ઊચું જોયુ. આંસુથી ખરડાયેલો એનો ચહેરો—

"તારી આજની વિષમ પરિસ્થિતિમાં કમલ પછી, તારી સહુથી નજીક બીજુ કોઈ હોય તો એ હું છું."

"તમે થોડુ ક ખોટુ સમજ્યા છો સર!"

"કેવી રીતે?"

"તમે..." માધવી ફરીવાર નીચુ જોઇ ગઈ. સાડીના છેડાથી એણે ચહેરો લૂછ્યો. પછી ઉપર જોયું. ગુપ્તાની નજર સામે અપલક આંખે જોઈ રહી "તમે અત્યારે સહુથી નજીક લાગો છો. કમલ કરતાય વધુ..."

ગુપ્તાએ જોયુ. માધવીની નજરમાં કેટકેટલા ભાવ ઉભરાતા હતા!

"તો પછી એક વાત યાદ રાખજે ! તારા ગમે એવા નિર્ણયમાં હુ તારી પડખે રહીશ. ગમે તે કિંમત ચૂકાવીને પણ હું તારી સાથે જ છુ. તારી તમામ પરિસ્થિતિમા... તારુ એકેય પગલુ મને અજાણ રાખીને નહીં લેતી." ગુપ્તા દ્રઢતાથી બોલ્યો. માધવી સ્તબ્ધ થઇને સાંભળી રહી. ગુપ્તાના ચહેરા સામે ટગર ટગર જોઈ રહી. પછી ફરીવાર ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. થોડીવાર ગુપ્તાએ એને રડવા દીધી. પછી હળવેકથી એના માથા પર હાથ મૂકયો. માધવીએ ગુપ્તાના ઘૂંટણ પર માથુ ટેકવીને શરીર ઢાળી દીધુ.

"માધવી."

માધવીએ ચહેરો ઘસવા માંડયો. કશું ન બોલી. એના આંસુની ભીનાશ ગુપ્તા ફીલ કરી શકતો હતો.

"માધવી.." એણે ફરીથી કહ્યુ. ગાધવીનું મસ્તક સહેજ ઊંચકાયું.

"સર.." માધવીના આંસુથી ભરેલા ચહેરા ઉપર એક સ્પષ્ટ સ્મિત રેલાયુ "સર... સમજણી થઇ ત્યારથી એક ખ્યાલ મનમા રહ્યા કર્યો છે.. એક ધુધળી કલ્પના મનમાં વરસોથી સતાવતી રહી છે."

"શાની કલ્પના ?"

"મે તમને કહેલુ ને– પિતાને મેં કદી જોયા નથી. પિતા કેવા હોઈ શકે એની કલ્પના જ માત્ર મે આટલા વરસો સુધી કરી હતી. આજે આજે મને થાય છે. એમ થાય છે—"

"માધવી..." ગુપ્તા ટટ્ટાર થઈ ગયો. એનો અવાજ ઊંચો થયો.

"હા સર!" માધવી ભાવવિભોર થઈને બોલ્યે જતી હતી. "આજે એમ થાય છે કે મને મારા પિતા પાછા મળ્યા છે!"

"માધવી..." ગુપ્તા સડક કરતો ઊભો થઈ ગયો. એના પગ પાસે ઢળેલું માધવીનુ શરીર એક આંચકો અનુભવી રહ્યું.

કશુ બોલ્યા વિના ગુપ્તા બારી પાસે જઈને ઊભો રહ્યો. સળિયા પકડીને એણે બારીમાંથી બહાર જોવા માંડ્યું. માધવીને ગુપ્તાનો આ ફેરફાર સમજાયો નહી. એ ફાટી આંખે જોઈ રહી.

"માધવી...માધવી..." ધીમેથી બબડતા ગુપ્તાએ માથુ સળિયા પર ઢાળી દીધું.

માધવીને સમજાયું નહીં કે એનાથી શી ભૂલ થઈ ગઈ હતી. કમલ જોડેના સંબંધોએ જ્યારથી આ અણગમતો વળાંક લીધો હતો ત્યારથી એ ભારે અજંપો અનુભવતી હતી. એની વ્યથા એ એકલી એકલી વલોવતી હતી. આ એની અતિશય કપરી પળ હતી અને એ પળે અચાનક ગુપ્તાસરનો સહારો મળી ગયો હતો. ગુપ્તા સર જોડેના પરિચયને બહુ વાર નહોતી થઈ અને છેલ્લા કલાકોમાં જે કંઈ બન્યું એનાથી માધવીને એક પ્રકારની રાહત લાગતી હતી. ગુપ્તાએ એના માટે લાગણી દેખાડી, એના માટે બનતું બધું જ કર્યું અને છેલ્લે છેલ્લે માધવીના તમામ નિર્ણયમાં કોઈ પણ ભોગે એની સાથે ઊભા રહેવાની તૈયારી બતાવી.

માધવી માટે આ અકલ્પ્ય હતુ. જીરવાય નહીં એવુ હતું. એ ખૂબ દ્રવી ઊઠી હતી. એને થયું-આ કાળજી, આ લાગણી, સહન કરી છૂટવાની આ તૈયારી...આ બધું એના જીવનમાં કોઈ ન કરી શકે. કોઈ ન કરે...સિવાય કે...

સિવાય કે એના પિતા અત્યારે હયાત હોત—

પિતાને માધવીએ કદી જોયા નહોતા. પિતા વિષેની રમણીય કલ્પનાઓમાં રાચવું અને ગમતું. નાની હતી ત્યારથી અને સમજણી થઈ ત્યારે ય કોઈ મધ્યવયસ્ક પુરૂષને એ જોતી... કોઈ ને કોઈ કારણવશ જો એ પુરુષ એને ગમવા માંડતો ત્યારે એને થતું–એના પિતા જો આજે જીવતા હોત તો કદાચ આ પુરુષ જેવા દેખાતા હોત...કદાચ આની જેમ જ. ..

પણ એની આ ઘેલછા ભરેલી લાગણીનો આવિષ્કાર એને કદી થયો નહોતો. એને એ મનોમન સમજાવીને ટાળી ટોળી શકતી હતી. પહેલી જ વાર એની આ ઘેલછા પ્રગટ થઈ ગઈ. અજાણપણે છતરાઈ થઈ ગઈ.

મનોમન માધવી થોડુંક શરમાઈ. ગુપ્તામાં આવેલો ફેરફાર તો એનાથી સમજાયો નહી પણ પોતાની લાગણી આવી રીતે વ્યક્ત થઈ એનો એને સંકોચ થવા માંડયો. પણ લાગણીનું વ્યક્તિકરણ એ તો છૂટી ગયેલા તીર જેવું હતું.

માધવી ક્યાંય સુધી ઊભી રહી. રાહ જોતી રહી. ગુપ્તાસરે બારીના સળિયા પર ટેકવેલું માથું અને બહાર આકાશના પોલાણમાં ખુંચાડેલી નજર પાછા ન વળ્યાં માધવીનો સંકોચ વધતો ગયો.

“સર...” અંતે માધવી બોલી. “લાગણીના આવેશમાં મારાથી ક્યાંક અવિવેક થઈ ગયો હોય તો–”

“તું હવે જા માધવી.. તને મોડું થઈ રહ્યું છે.” ગુપ્તાએ પાછું વાળીને જોયા વિના કહ્યું.

માધવી કશું ન બોલી. ધીમેથી પગ ઉપાડયા.

"–અને મે કહ્યું એ યાદ રાખજે... સમજી ?"

માધવી અટકી ગઈ. ગુપ્તા તરફ જોઈ રહી. પછી હળવેથી નીકળી ગઈ.

ગુપ્તા એને જતી જોઈ રહયો- એની નજર સામે એક પીઠ હતી. પીઠ ઉપર ઢળેલો લાંબો ચોટલો હતો. ચોટનામાં ભેરવેલુ મોગરાનુ ફૂલ હતુ અને તાલબધ્ધ રીતે આગળને આગળ ઉપડતા પગની એક જોડી હતી ..પણ એ પીઠ ..એ ચોટલો... એ ફૂલ અને એ પગલાં માધવીનાં નહોતાં.

એની નજર સામે વાસવી હતી.

વીસ વરસ જાણે કે વચ્ચે ઉગ્યાં જ નહોતાં.

*

ચોવીસ–પચ્ચીસ વરસનો જુવાન શ્યામનારાયણુ ગુપ્તા ત્યારે દિલ્હીની એક કોલેજનો અંગ્રેજીનો પ્રાધ્યાપક હતો. પોતાના નામની પાછળ એમ. એ. લખવાથી માનસિક રાહત મળવા માંડે એવા એ દિવસો હતા કોલેજના વિદ્યાર્થીઓમા એ પ્રિય હતો. પ્રિન્સીપાલને એની વાક્છટા અને વિદ્વતા ગમતા. સહ–પ્રાધ્યાપકોને શ્યામનારાયણુની સોબતમાં સમય સરસ બની જતો લાગતો.

શહેરના ઝડપથી વિકસતા જતા રૂપકડા વિસ્તારમાં શ્યામનારાયણુ બે ખડનો ફ્લૅટ લઈને એકલો જ રહેતો. ભર્યું ભર્યું ઘર હતુ. પાર વિનાના કુટુબીઓ હતાં અને આમ છતાં શ્યામનારાયણુ અહીં એકલો હતો. સાવ એકલો. આ એકલાપણું એણે સામેથી

માગીને મેળવ્યું હતું. એણે માથુ પછાડીને, કુટુંબીઓ સાથે રડી-કકળીને મેળવ્યુ હતુ. કુટુંબ નારાજ હતુ. કુટુંબીઓમાં રોષ વ્યાપ્યો હતો. પુત્રને એમ. એ. સુધી ભણાવવાની ભારે ભૂલ કરવા બદલ પિતા પસ્તાતા હતા.

દિલ્હીથી સોએક માઈલ દૂર પંજાબની સરહદમા શ્યામનારાયણનું ઘર હતુ. અહીં ભર્યું ભાદર્યું કુટુંબ હતું. સિત્તેર વરસની વયે પણ, સો વીઘા જમીનની વાડી ફરતે રોજ એક ચકરાવો મારી લેના કડેધડે પિતા હતા ત્રણ ભાઈઓ હતા. વૃદ્ધ માતા હતી. મોટું બધુ મેડીબંધ ઘર હતુ- ઘરના આંગણે દૂઝતા ઢોર હતા.. અને ..અને શ્યામનારાયણની એક 'વહુ' હતી !

સમજણો થયો ત્યારથી આખુય ઘર એને કહ્યા કરતુ-શ્યામ, આ તારી વહુ !

શ્યામને ત્યારે શરમ લાગવા માંડતી. 'વહુ'ના નામ માત્રથી શરમ શા માટે લાગવી જોઇએ એની ત્યારે એને ખબર નહોતી. એ એની વહૂ હોવાથી કંઈ વિશિષ્ટતા એનામાં હોવી જોઇએ એવો એને વિચાર આવતો. પણ આ નાનકડી વહુ કોણ જાણે કેમ એને પહેલેથી જ ખાસ ગમતી નહી.

મોટા ત્રણેય ભાઈઓ ગામની પ્રાથમિક શાળા પૂરતું ભણીને પિતા જોડે ખેતીના કામે લાગી ગયા હતા. ત્રણ ભાભીઓ હતી. ભાભીઓનાં બચ્ચાં કચ્ચાં હતાં. એક માત્ર શ્યામે અંગ્રેજી ભણવા માંડ્યું હતુ. પહેલા નજીકના શહેરે રોજ બસમાં આવજાવ કરીને અને પછી દિલ્હીની કોલેજમાં.

દિલ્હીની કોલેજથી અવારનવાર રજાઓ ગાળવા ઘરે આવતો

ભવી રહ્યો. પૃથ્વી સાથેના એના વર્તનમાંથી એકાએક પેલી સાહજીકતા અલોપ થવા માંડી એનાથી જાણે કે પૃથ્વી સામે પૂર્વવત જોવાતું જ નહી. એ રીતે જોવા માટે એણે પ્રયત્નો કરવા માંડયા.

જે દિવસે વાસવી આવી તે દિવસે જ પૃથ્વીએ એને કહ્યું હતું- શ્યામ, આજે રાગે તુ અમારી જોડે જ જમજે.'

શ્યામને આવા નિમંત્રણની જરૂર ન પડતી. આજે નિમંત્રણ મળ્યા પછી પણ એ નહોતો ગયો. એનો પગ એકદમ ભારે થઇ ગયો. બીજે દિવસે પૃથ્વીએ એને પૂછ્યુંય ખરૂ- "શ્યામ, કાલે કેમ નહોતો આવ્યો?"

"એક મિત્ર આવી પ્હોંચ્યો. બહુ મોડે સુધી રોકાયો. પછી બહાર જમી લીધું."

"વાસવી તારાથી નારાજ થઇ ગઇ છે. એણે તારે માટે જ ખાસ–"

પૃથ્વી કશુંક બોલ્યે જતો હતો. શ્યામને થયું- એના કાન બંધ પડી જાય તો કેવું સારુ!

વળતે અઠવાડિયે વળી પૃથ્વીએ એને કહ્યું– "શ્યામ, તને શું થઇ ગયું છે? ઘરે કેમ નથી આવતો? વાસવી તને સંભારે છે અને ઝરમર તો રોજ સાંજ પડે એના શ્યામચાચાની રાહ જુએ છે."

શ્યામના ચહેરા પર ભાર લિપાઇ ગયો હતો એને થયું–

એનાથી પૃથ્વી સામે નથી જોવાતું ત્યાં એ વાસવી સામે કેવી રીતે જોઈ શકશે? ક્યાંક વાસવીની નજરે—

શ્યામને ખબર હતી–વાસવીની આંખ બહુ તીણી નજરે જોઈ શકતી હતી! એની મોટી, પહોળી આંખ એવી રીતે જોવા માંડતી... એવી રીતે જોવા માંડતી...

બીજે દિવસે પૃથ્વીએ એને ખબર આપ્યા– "આજે કોલેજ પૂરી થયે ક્યાંક છટકી ન જતો. વાસવી પિક્ચરની ટિકિટો લઈને આવવાની છે. અહીંથી સીધા જ આપણે જવાનું છે."

શ્યામે સાંભળી લીધું. ઘડીક જોઈ રહ્યો. એનાથી હા કે ના કશું ન કહેવાયું. પૃથ્વી અને વાસવી જોડે બેસીને એણે આ અગાઉ પણ ફિલ્મો જોઈ હતી. બધુ જ સ્વાભાવિક હતુ. ક્યાંય કશું પણ નવીન નહોતુ અને આમ છતાં શ્યામને થયું- એનાથી આજે ફિલ્મ જોવા નહી જઈ શકાય. એ ન જાય એ જ સારું થઈ પડશે. દર વખતની જેમ એ વાસવીની એક બાજુ બેસીને પૂરા અઢી કલાક લગી–

"ગોટાળો થઈ ગયો પૃથ્વી! આજે સાંજે તો મોટાભાઈ દિલ્હી આવવાના છે. મને મળવા બોલાવ્યો છે."

"મોટાભાઈને રાત્રે મળી લેજે."

"રાત્રે તો એ પાછા ચાલ્યા જવાના છે."

શ્યામ કશું બહાનુ કાઢી રહ્યો હોવાની લેશેય શંકા પૃથ્વીને આવે એમ નહોતી. શ્યામ એક પિરીયડ વહેલો જ કોલેજેથી

ચાલ્યો ગયો. એ ઘરે ન ગયો. શહેરથી સાવ ઊલટી દિશાના એક થીએટરમાં ઘૂસીને એરકન્ડિશન વાતાવરણમાં એ આંખ મીંચીને અઢી કલાક બેસી રહ્યો !

૯

થોડા દિવસ પછી એક દિવસ પૃથ્વી કૉલેજે આવ્યો નહીં. શ્યામને નવાઈ લાગી. ચિંતા પણ થઈ. પૃથ્વી એકાએક માંદો તો નહીં પડી ગયો હોય ! એને થયું — આજે સાંજ પડે એટલે પૃથ્વીને ઘરે જશે. કેટલા દિવસથી એ ત્યાં નથી ગયો ? શા માટે એણે આટલા બધા અસ્વાભાવિક બનવું જોઈએ ? એવું શું બની ગયું હતું ? ઊલટું આજે એ પૃથ્વીને ઘરે નહીં જાય તો એને કેવું લાગશે ? વાસવી એને પૂછશે તો એ શો જવાબ આપશે ?

શ્યામનું વિચાર સંક્રમણ બહુ લાંબુ ન ચાલ્યું. પટાવાળાએ આવીને એને ખબર આપ્યા. "ગુપ્તાસાહેબ, તમારો ફોન છે."

શ્યામ ઑફિસમાં ગયો. રિસીવર એની રાહ જોઈને પડ્યું હતું. એણે ઊંચક્યું. "હલ્લો...."

"કોણ ?" સામેથી એક મંજુલ અવાજ આવ્યો.

શ્યામનો હાથ અકારણ જ સહેજ ધ્રુજી ગયો. બોલ્યો. "શ્યામ વાત કરું છું. તમે કોણ બોલો છો ?"

"તમે જ ઓળખી કાઢો ને !" સામેથી તોફાન અથડાયું.

શ્યામને થયું – ટેલિફોન પરના અવાજમાં આટલી મીઠાશ હોઈ

શકે ? એના પર ભાગ્યે જ કોઇ સ્ત્રીનો ટેલિફોન આવતો. ફોન પર આવો અવાજ સાંભળવા એ ટેવાયેલો નહોતો.

"વાત શરૂ કરીએ. ઓળખાણ આપોઆપ થઇ જશે." એણે કહ્યું.

"એનો અર્થ એ થયો કે તમે ઓળખી શક્યા નથી. સમય મેળવવા માટે બહાના કાઢો છો." શ્યામના કાને શબ્દોની સાથે બંગડીઓનો રણકાર સંભળાયો. એના મનમા બધું સ્પષ્ટ થઇ ગયુ. એનો શ્વાસ એક ધબકારો ભુલી ગયો !

"વાસવીભાભીને ઓળખવા માટે બહાનાની જરૂર નથી." એણે કહ્યું.

"વાહ વાહ ! વાસવીભાભી નસીબદાર તો ખરી. તમે ઓળખી શકો છો એ કંઇ ઓછું સદ્‌ભાગ્ય કહેવાય ? "

"કહો ભાભી, પૃથ્વી આજે કેમ નથી આવ્યો ? "

"એ આજે સવારે જ અચાનક લખનૌ ગયા છે. ચારેક દિવસ પછી આવશે."

"હુ આજે સાંજે જ તમારે ત્યા આવવાનો હતો– તપાસ કરવા માટે."

"તપાસ તો પૂરી થઇ ગઇ ને ! ટેલિફોન પર જ ! હવે તમારે શા માટે ધક્કો ખાવો જોઇએ ખરું ને ! "

"એવું નથી ભાભી..."

"ભાભી યાદ આવી હોત તો આટલા દિવસ લગી આવ્યા કેમ નહી ? "

"આવ્યો હોત તો તમને ટેલિફોન પર સાંભળવા કેવી રીતે મળત ?"

વાસવી ખડખડાટ હસી પડી. ઘડીક ટેલિફોનના બન્ને છેડા અશબ્દ રહ્યા. પછી વાસવીનો અવાજ આવ્યો–"આજે સાંજે આવો. તમારી રાહ જોઈશ.'

"ભલે !" શ્યામથી બોલાઇ જવાયું.

લાઈન ડીસ–કનેક્ટ થઈ ગઈ.

*

શ્યામ આવ્યો ત્યારે વાસવી એની રાહ જોતી બાલ્કનીમાં ઊભી હતી.

શ્યામ જોઈ રહ્યો ટટાર ઉભેલી વાસવીને, એના જમણા કાંડામાં ઢળી પડેલી બંગડીઓને.

પછી એણે નજર ફેરવી–એનું એ જ ઘર હતું. એ જ દિવાલો એ જ ફર્નિચર, એ જ રેડિયોગ્રામ અને ખૂણામાં પડેલી એ જ ફૂલદાની.. એને બધું નવું નવું લાગતું હતું ! આ નવીનતા એને કેમ ગમતી હતી ?

"શું જોઈ રહ્યા છો શ્યામભાઇ ? કશું નવીન લાગે છે ?" વાસવીએ પૂછ્યું.

"ના, આમ તો કશું જ નવું નથી." શ્યામ હસ્યો.

"કોણ જાણે ભાઇ ! પહેલા અવાજ ઓળખી શક્યા નહી. હવે કદાચ ચહેરો પણ અપરિચિત લાગવા માંડ્યો હોય !" વાસવીએ સહેજ ઓછું આવ્યાની છાંટ સાથે કહ્યું.

"વાત કદાચ એથી સાવ ઉલટી પણ હોય!"

"એટલે?"

"કદાચ એ બધું વધું પરતુ પરિચિત ન થઇ જાય એટલે—"

શ્યામે એકદમ સોફા પર બેસીને ટિપોઇ પર પડેલા અખબારને ફરી ચકી લીધું.

વાસવી ઉતાવળે ઉતાવળે રસોડામાં ચાલી ગઈ.

કોફીના બે કપ લાવીને વાસવીએ ટિપોઈ પર મૂક્યા.

"આટલા દિવસ લગી દેખાતા કેમ નહોતા શ્યામભાઈ?" કોફી પીતાં પીતાં એણે પૂછ્યું.

"બધી વાતને કારણ હોય જ એવુ ઓછું છે?"

"કાર્યકારણનું તર્કશાસ્ત્ર મારા કરતા તમે વધુ સારી રીતે ભણ્યા છો! હા, એવુ બને, તમારે કદાચ એ કહેવુ ન હોય."

"ખાસ કઈ નહીં ભાભી, એમ જ. મન નહોતું થતુ."

"મન ન થવાનું ખાસ કંઈ કારણ?" કોફીનો કપ મોંએ લગાડીને વાસવીએ પૂછ્યુ.

શ્યામે ઉત્તર ન વાળ્યો. કોફી પીતી વાસવી સામે એ જોઈ રહ્યો.

"અને આ મન શી ચીજ છે એની તમને ખબર છે ખરી?" વાસવી હળવેથી બોલી.

"થોડીક ખબર પડે છે. ઘણી બધી નથી પડતી."

" જે નથી સમજાતું એ હું સમજાવું ?"

" સમજાવો."

" તમે આટલા દિવસ સુધી ન દેખાયા. ચહેરો સંતાડી દીધો. તમારું મન નહોતું થતું—ખરું ને ?

" હું."

"પણ મન માત્ર તમારી પાસે જ નથી.. બીજાના મનનો પણ થોડો તો વિચાર કરવો હતો !" કૉફીનો પ્યાલો હોઠે ઝડપથી વળગાડી દેતાં વાસવીએ આંખ અદ્ધર ઊંચકી—ચહેરો પ્યાલામાં ખૂંપાડી દેતી હોય એ રીતે !

શ્યામનું આખુંય અસ્તિત્વ ઘડીભર થીજી ગયું. એ સ્તબ્ધ થઈને ટગર ટગર જોઈ રહ્યો.

વાસવી ઊઠીને અંદર ચાલી ગઈ.

આખી રાત શ્યામ ઊંઘી નહોતો શક્યો. કૉફીના પ્યાલામાં ચહેરો ખૂંતાડીને આંખ અદ્ધર ઊંચકીને વાસવી એની સામે કેવી રીતે જોતી હતી ? વાસવીની એ બે આંખ રાતભર એની નજર સામે તરવર્યા કરી. વાસવી કહેતી હતી—બીજાના મનનો પણ થોડોક તો વિચાર કરવો હતો !

શ્યામને થયું—પૃથ્વી કેટલો સરસ માણસ છે ! કેટલો સુખી છે ! વાસવી પણ કેટલી પ્રસન્ન છે ! આ બધું ક્યાંક ડહોળાઈ જાય—

અને જ્યારે પૃથ્વીને ખબર પડે કે આ તમામના મૂળમાં શ્યામ છે ત્યારે—

શ્યામને લાગ્યું એનાથી પૃથ્વીને નજર છીરવાશે નહી !

વાસવીનું જીવન ક્યાંક છિન્ન-ભિન્ન થઈ જાય–

અને શ્યામ પાસે શું હતું ? એનુ પોતાનુ કહેવાય એવું આજ લગીમાં એને ક્યાં કશુ મળ્યું જ હતું ? બધું બહુ ભારે ભારે થઈ ગયુ હતુ !

*

બીજે દિવસે શ્યામ કૉલેજ ન ગયો. ઘરમાં પણ રોકાયો નહી. એણે ઉપરાઉપરી બે ફિલ્મો જોઈ કાઢી. દિલ્હીની કેટલીય સડકો એણે આ અગાઉ કદી નહોતી જોઈ. આજે અકારણ જ એણે ઘુમ્મા કર્યું. ડિપાર્ટમેન્ટલ સ્ટોર્સમા હુર્સને બધુ જોયા કર્યું. બુકસ્ટોલો ઉપરથી થોડીક ખરીદી કરી. કોણ જાણે કેમ આજે એને દિલ્હી જુદુ જ લાગ્યા કરતું હતું. રાતે ઘરે ગયો ત્યારે ખૂબ થાકી ગયો હતો. ઊંઘી ગયો. ઊંઘમા એને એકાએક આંખો દેખાવા માંડી હતી. કેટલી બધી આંખો...

ટગર ટગર જોયા કરતી આંખો...

ચહેરો નીચો ઢાળીને અદ્ધર ઊંચકાતી આંખો...

ઝડપથી પાંપણો પટપટાવતી આંખો ..

વળતે દિવસે એ કૉલેજ ગયો ત્યારે ઑફીસ ક્લાર્કે એની પાસે આવીને કહ્યું, "કાલે તમારો ફોન હતો સર !"

શ્યામ પ્રશ્નભરી આંખે જોઈ રહ્યો.

"કશો મેસેજ તો નથી આપ્યો પણ કહ્યું છે—શ્યામભાઈને કહેજો, ભાભીનો ફોન હતો !" ક્લાર્કે વાક્ય પૂરું કર્યું

ઘડી વાર શ્યામ જોઈ રહ્યો એ બધુ સમજી ગયો. દિલ્હીમાં એને ફોન કરે એવી એક જ ભાભી હતી...

એ ચૂપચાપ વર્ગમાં ચાલ્યો ગયો. વર્ગમાં બોલતી વેળા આજે એને ખૂબ અસ્વાભાવિક લાગતુ હતુ. એને જાણે કે કશુ યાદ નહોતું આવતુ. એની વાક્યરચના પણ જાણે કે પરાણે ગોઠવાતી હોય એ રીતે–

બપોરે એણે કોલેજમાંથી રજા મેળવી લીધી.

ઘડીક પછી એ સીધો જ પૃથ્વીના ઘર પાસે ઊભો હતો. બંધ દરવાજાની નેઈમપ્લેટ સામે ઘડીક જોઈ રહ્યો. અને અચાનક ફરીથી મુંઝવણ થઈ આવી. કોલબેલના સફેદ બટન પર એણે જોરથી આંગળી દબાવી દીધી.

વાસવીએ દરવાજો ખોલ્યો.

શ્યામને જોઈને એની આંખ ચમકી. હસી પડી. બોલી.

"અરે! અરે! દરવાજો ખોલ્યા પછી તો ઘંટડીના બટન પરથી આંગળી હઠાવો."

શ્યામ એકદમ અકળાઈ ગયો. એની આંગળી દીવાલ પરના બટન ઉપર દબાયેલી હતી! એ શરમિંદો થઈ ગયો. અંદર આવીને એ સોફા પર બેસી ગયો.

"પહેલા એ કહો, કાલે આખો દિવસ ક્યાં ગયા હતા?" શ્યામની ઉલટતપાસ કરતી હોય એ રીતે વાસવીએ પૂછ્યુ.

"દિલ્હી ખૂબ મોટું શહેર છે." શ્યામ બોલ્યો," એની સડકો એના ડિપાર્ટમેન્ટલ સ્ટોરો, એના એરકન્ડીશન થીએટરો.. આ બધું કાલે આખો દિવસ જોયા કર્યું."

"અરે વાહ એકાએક શહેરની આ સર્વે કરવાનું કંઈ કારણ?"

"બસ એમ જ! કંઈ ગમતું નહોતું. થયું.." શ્યામ મૂંઝો

થઈ ગયો.

"શું થયું ?" વાસવીએ આંખ પટપટાવી.

"કશુ નહી." શ્યામ જોઇ રહ્યો. "પણ એ તો કહો, તમે ફોન શા માટે કર્યો હતો ?

"બસ એમ જ ! કંઈ ગમતુ ન હતુ. થયું.." વાસવી શબ્દો ગોઠવીને બોલી.

"શું થયુ ?"

"કશુ નહીં." વાસવી હસી પડી "પણ એ તો કહો, એ ફોન મારો જ હશે એવુ તમે કેમ ધારી લીધુ ?

"એ સિવાય ધારવા જેવુ બીજુ છે પણ શું ?"

ઘડીભર કોઇ કશુ ન બોલ્યુ. બેઉ જણ સામસામે જોઈ રહ્યાં. શ્યામની નજર વાસવીની આંખ સિવાય જાણે કે કશું જોઈ શકતી નહોતી.

"શ્યામભાઈ !" વાસવીનાં ચહેરા પર પારાવાર અકળામણ છતી થઈ ગઈ. એણે ચહેરો હલાવ્યો. આંખ ઝીણી કરીને ધીમેથી બોલી "આ રીતે નહીં જુઓ શ્યામભાઈ ! મારાથી.. મારાથી.. આ નજર સહેવાતી નથી." કહેતાં એકદમ એ ઉભી થઈ ગઈ.

"જીંદગીમાં પહેલી જ વાર કયાંક જોઈ રહેવાનુ મન થાય છે ભાભી ! ત્યારે આ બધુ કેવુ ગુંચવાઇ જતુ હોય એવું લાગે છે !" શ્યામે સોફાની પીઠ પર માથુ ઢાળીને આંખ બંધ કરી દીધી.

"કયાંક ખોટુ બની રહ્યુ છે બહુ જ ખોટું બની રહ્યુ છે."

થોડીવારે વાસવી બોલી.

" બની રહ્યું નથી. કદાચ બની ચુક્યુ છે."

ફરીથી મૌન છવાઈ ગયુ

ઘડીભર પછી શ્યામે આંખ ખોલી. સામે ઉભી ઉભી વાસવી રડતી હતી. એના ચહેરા પર આસુના રેલા વહેતા હતા. શ્યામ એકદમ સફ્ટ થઇ ગયો. ઝટપથી વાસવીની નજીક આવ્યો પખો ફરતો હતો અને તોય ક્ષણાર્ધ એના કપાળ પર પરસેવો વળી ગયો એણે હાથની મુઠ્ઠી ઉગાડ બંધ કરી. એણે વાસવીની આવી રડતી આંખ અગાઉ કદી જોઇ નહોતી! એણે વાસવીનો ચહેરો પોતાની બેઉ હથેળીઓ વચ્ચે પકડી લીધો. પછી બળપૂર્વક બોલતો હોય એમ બોલ્યો " તુ તું રડે છે વાસવી!

વાસવીએ એનુ માથુ શ્યામના ખભા પર અટકાવ્યું. શ્યામે સહેજ નીચા નમીને વાસવીની ભીની આંખ ઉપર એના હોઠ મૂકી દીધા.

*

પૃથ્વી લખનૌથી પાછો આવી ગયો હતો. કોલેજ રોજની જેમ જ ચાલતી હતી. દિલ્હીની સડકો ઊપર ડી ટી. એસ.ની બસો દોડયા કરતી હતી. કોનોટ સર્કસ પર રોજ સાંજે મેદની ઉભરાતી હતી. બપોરની વેળાએ ગરમ ગરમ હવા ચક્કર ચક્કર ઘૂમતી હતી.

વચ્ચે બે ત્રણ વાર શ્યામ, એને ઘરે જઈ આવ્યો હતો. પૃથ્વીએ આગ્રહ કરીને એને પોતાની જોડે લીધો હતો. શ્યામને થતું હતું- એ પૃથ્વી જોડે ન જાય તો સારું! વાસવીની સામે એનાથી કદાચ એવી રીતે જોવાઈ જશે. એવી રીતે જોવાઈ જશે... આવી જ રીતે કદાચ વાસવી એની સામે જુએ તો...

અને સૌથી વધુ અકળાવી મુકે એવી તો હતી પૃથ્વીની મૈત્રી! પૃથ્વી સહૃદય મિત્ર હતો! કેવો પ્રેમાળ અને વિશ્વાસુ મિત્ર! અને આમ છતાં શ્યામથી પૃથ્વી જોડે ગયા વિના રહેવાયું નહોતું એને થયુ— વાસવી જોડે એ પૂર્વવત સ્વાભાવિક વાતચીત કરી શકે તો કેવુ સારુ! વચ્ચે જાણે કે કશું બન્યુ જ નથી એમ વાસવી એની મઝાક કરે.. હસે.. વાતો કરે.. ક્યારેક ધબ્બો પણ લગાવી દે..

આમ ઉપરથી કશુય જાણે કે બનતુ નહોતું. અંદરથી અકળામણ વધ્યે જતી હતી.

એવામાં શ્યામે એક સ્કુટર ખરીદ્યુ. નવા સ્કુટર પર દિલ્હીની સડકો પર બેફામ રખડ્યા કરવામાં એને મઝા આવી ગઈ બસ, એમ જ અકારણ એ તે દિવસે સાંજે પૃથ્વીને ઘરે પહોચ્યો. સ્કુટર નીચે મૂકીને એ ઉપર પહોચ્યો ત્યારે પૃથ્વી ઘરે નહોતો. વાસવીએ એને આવકાર્યો. શ્યામને ઘડીક થયુ— એ ઊંબરામાંથી જ પાછો ફરી જઈ શકે તો—

પણ એમ ન બન્યુ ઘણા દિવસ પછી આજે એ વાસવીને જોતો હતો. વાસવીના કોરા લાંબા વાળ સરસ લાગતા હતા. એ જોઈ રહ્યો વાસવીની આંખ સહેજ લાલ અને ભારે દેખાતી હતી. શ્યામ એકીટશે જોઈ રહ્યો. વાસવી નીચું જોઈ ગઈ. પછી બોલી. "ભૂલી ગયા શ્યામભાઈ? મે તમને કહેલુ—આમ નહી જોવાનું!"

"વાસવીભાભી!" શ્યામ ધીમેથી બોલ્યો. "આમ એટલે કેમ એની તો મને ખબર નથી પડતી પણ.."

"પણ શુ?"

"પણ કોણ જાણે કેમ, મારાથી જોયા વિના રહેવાતુ જ નથી"

"અને પછી મારાથી એ ભાર સહેવાતો નથી."

"ભાર ?" શ્યામ આંખ મીંચીને બોલ્યો. "વાસવીભાભી, મને... મને... તમે.. તમે.. એટલાં ગમવા માંડો છો. ક્યારેક એ ગમાનો ભાર અસ્તિત્વને અકળાવી મૂકે છે."

શ્યામ જોરથી હાંફવા માંડ્યો. વાસવી એની નજીક આવીને બેસી ગઈ. પછી બોલી. "આ બધું બનતું આપણે અટકાવી ન શકીએ શ્યામભાઈ ?"

શ્યામે કશો ઉત્તર ન વાળ્યો.

"મૂગા રહેવાથી વ્યથા વકરતી જશે હો." વાસવી બોલી.

"જે વ્યથાને કોઈ વાચા નથી, જેનો કદી અંત નથી અને જેના આરંભનીય આપણને ખબર નથી એની શી વાત થઈ શકે ?"

"તો એ વ્યથા આમને આમ જીંદગીભર જીરવી કેવી રીતે શકાશે ?"

"કોણ જાણે !"

ક્યાંય સુધી બધું અશબ્દ થઈ ગયું.

"લાગણીઓની આ આળપંપાળ કોઈક પળે એવી વિકરાળ બની જાય છે શ્યામભાઈ ! જીવતરની અકળામણ થવા માંડે છે..." વાસવીનો ચહેરો એકદમ લાલઘૂમ થઈ ગયો. નસકોરાં સહેજ ફુલી ગયાં. બોલી. "નથી પૃથ્વીને છેતરી શકતી. નથી તમને ધકેલી શકતી. ખબર છે આમ જીવી શકાય નહીં અને એટલે..."

"એટલે.."

"એટલે ક્યારેક મરવાનું મન થઈ જાય છે!"

શ્યામ એકદમ હલી ગયો. વાસવીના કોરા વારમાં એણે પોતાનો જમણો હાથ ભેરવી દીધો. વાસવી એમનો એમ બેસી રહી. શ્યામે જોરથી વાસવીનું માથું હલાવ્યુ. વાસવીના વાળ એના ચહેરા પર રેલાઈ ગયા.

શ્યામ એકદમ ગભીર થઈ ગયો. એના મનમાં એક જલદી દાઢ ઉપડયો. ક્યાંય સુધી એણે વાસવીના વાળને એના ચહેરા પર આમતેમ ફેરવ્યા કર્યા. પછી હળવેકથી બોલ્યો.

"હમણાં અહીં આવતો હતો ત્યારે એક વિચિત્ર વિચાર આવત હતો ભાભી!"

વાસવી જોઈ રહી.

"થયુ - સ્કુટર પર તમને પાછળ બેસાડીને ક્યાંક એવી જગ્યાએ ઉપડી જવું... એવી જગાએ... જ્યાં લાંબી સડક પર નાખી નજર પડે ત્યાં સુધી કોઈ રૂકાવટ ન હોય.. પછી... પછી... સ્કુટરની ઝડપ એકદમ વધારી મૂકવી... તમે પાછળ બેસી રહો.. બરાબર.. બેઉ હાથ વડે...બેઉ હાથ વડે.." શ્યામ અટકી ગયો.

વાસવીએ પોતાના બેઉ હાથના આંગળા એકબીજામાં ભીડી દીધા.

"અને પછી સ્કુટરની બ્રેક પરથી હાથ ઉઠાવી લેવો. સ્કુટર એની મેળે જ એની ગતિથી ગડથોલિયું ખાઈને ક્યાંક તૂટી પડે."

"શ્યામભાઈ!" વાસવી સહેજ ધ્રૂજીને બોલી. "પૃથ્વી કહેતો હતો તમે સ્કુટર ખરીદ્યું છે. સાચી વાત છે?"

"હા, મઝા આવે છે."

વાસવી ગંભીર થઈ ગઈ. શ્યામે ઘડીક પહેલાં વાતને જાણે કે જોતી હોય એમ બોલી. "મારી એક વાત માનશો ?"

શ્યામ જોઈ રહ્યો.

"તમે સ્કુટર ન ફેરવતા. કદી ન ફેરવતા... વચન આપો તમે હવે પછી ક્યારેય સ્કુટર નહી જ ફેરવો." વાસવીએ જમણો હાથ લબાવ્યો.

શ્યામને સમજાયું નહી–વાસવીને એકાએક આ શું થયું ! વાસવીના લંબાયેલા હાથ સામે એ જોઈ રહ્યો.

"–તમે તમે જો સ્કુટર ચલાવશો તો.. તો.. તમને વાસવીના સોગન છે શ્યામભાઈ !"

શ્યામ સડક થઈ ગયો.

"વચન આપો.." વાસવીએ હાથ આગળ લંબાવ્યો.

શ્યામે એનો જમણો હાથ વાસવીના હાથમાં મૂકી દીધો. વાસવીએ જોરથી હથેળી ભીડી દીધી. પછી સંતોષપૂર્વક બોલી "હાશ ! ચાર–પાંચ દિવસથી મારો જીવ કેટલો બધો ઉચક થઈ ગયો હતો !" પછી હસી પડી. બોલી. "ગાંડી લાગુ છું નહી ? પણ પણ વરસો પહેલાં સ્કુટર પરથી ઉથલીને મરણ પામ્યાનો એક અકસ્માત મેં જોયો હતો શ્યામભાઈ ! વરસો થઈ ગયા.. એ દ્રશ્ય હજુય નજરેથી ખસતું નથી ! પૂરપાટ દોડયે જતા સ્કુટરને જોઉં છું અને આજેય મને ડર લાગે છે. મારું કાળજું સહેજ કંપી જાય છે. અને એટલે જ પૃથ્વીને મેં સ્કુટર ખરીદતો આજ લગી રોક્યો છે.."

"પણ એમ તો હજારો માણસો રોજ સ્કુટર ફેરવે છે."

"એ હજારોની મને ખબર નથી. મને તો એટલી જ ખબર છે કે તમારે સ્કુટર ફેરવવાનું નથી. અને નથી જ..." વાસવી શ્યામ સામે ટગર ટગર જોઈ રહી. એની ભીડાયેલી હથેળી હજુ ઉઘડી નહોતી. શ્યામ એની આંખમાંથી ટપકતા ભાવને જોઈ રહ્યો. પછી એકદમ ઉભો થઈ ગયો. એનો હાથ હજુ વાસવીના હાથમાં જ હતો. શ્યામની સાથેજ વાસવી પણ ઊભી થઈ ગઈ. બેઉ જણ સામસામે જોઈ રહ્યા. ક્યાંય લગી આંખનું મટકું ય માર્યા વિના ચારેય આંખ સ્થિર થઈ ગઈ.

"એવું થાય છે વાસવી.. એવું થાય છે કે... આમને આમ જોયા જ કરીએ... જોયા જ કરીએ તો..." શ્યામ બોલ્યો.

" તો શું થાય શ્યામ ?"

શ્યામે જોરથી આંચકો મારીને વાસવીને નજીક ખેંચી લીધી. બેઉ હાથ વાસવી ફરતા વીંટાળી એણે ઉપરાઉપરી ચુંબનો કરવા માંડયા.. વાસવીએ આંખ બંધ કરી દીધી. એની બંધ આંખના પોપચા એના ગાલ.. એના હોઠ.. એનું કપાળ... એની ચિબુક...

"શ્યામ.." આંખ એમને એમ બંધ રાખીને વાસવી ધીમેથી ગણગણી. "ગાંડા થયા કે શું?"

શ્યામે કશો ઉત્તર ન વાળ્યો. વાસવીની આંખ ખુલે એ પહેલાં એ અળગો થઈ ગયો અને ક્ષણાર્ધમાં દરવાજાની બહાર દોડી ગયો. જતા જતા એણે દરવાજો જોરથી બંધ કરી દીધો.

એ આખી રાત એને ઊંઘ નહોતી આવી. વાસવી જોડેના

સબંધોને કોઈ આકાર નહોતો. કોઈ આકાર કદી પણ ધારણ થઈ શકે એમ નહોતો. ઉલટું વાસવીનું અત્યારનું પ્રસન્ન મધુર લાગતું દાંપત્ય ડહોળાઈ રહ્યું હતુ. આ બધું શ્યામને કારણે થતુ હતું. પૃથ્વીની મૈત્રીને છેહ દેવાઇ રહ્યો હતો! અહીં રહીને એ વાસવા સામે પૂર્વવતૂ જોઇ શકે એમ નહોતો! અને એટલે પૃથ્વી સામે જોવું ય એને માટે આકરૂ થઈ જાય એમ હતું... વાસવી વિના જીવવુ દુષ્કર લાગતું હતું... વાસવી સાથે જીવવુ અશકય હતુ!

શ્યામે નિર્ણય કરી લીધો.

એણે ઝડપથી એક બેગમા જરૂરી વસ્ત્રો અને પૈસા લઈ લીધા કોલેજના સરનામે રાજીનામાનો પત્ર લખી નાખ્યો. બધુ એમને એમ રહેવા દઈને બહાર નીકળ્યો ત્યારે વહેલી સવારનો ઝાંખો ઉજાસ ચારેય બાજુ રેલાવા માંડયો હતો. રસ્તા પર આવીને એણે ટેકસી કરી. નવી દિલ્હીના સ્ટેશને જવા માટે એણે ટેકસીને એક લાંબુ ચક્કર લેવડાવ્યુ. ટેકસી ડ્રાઈવર આ ચક્રમ જેવા લાગતા ઉતારુ સામે જોઈ રહ્યો. ટેકસી પૃથ્વીના ઘર પાસેથી પસાર થઈ. શ્યામ બારીમાંથી પૃથ્વીના ઘરની બાલ્કની સામે જોઈ રહ્યો. એની આંખ સહેજ ભીની થઈ.

વીસ વરસ પહેલાંની આ તમામ ઘટનાઓ ગુપ્તાસરની આંખ પાસેથી પસાર થઈ ગઈ!

આજે હવે એ શ્યામ નહોતો! શ્યામનારાયણ પણ લગભગ મટી ગયો હતો. હવે તો એ ગુપ્તાસર હતો! નર્યો ગુપ્તાસર! બબ્બે દસકાથી એ એકધારો અહીં કોલેજમાં વિદ્યાર્થીઓને અંગ્રેજી ભાષા અને સાહિત્ય ભણાવતો હતો. આ બે દશકામાં લગભગ બે પેઢી બદલાઈ જાય એટલાં વિદ્યાર્થીઓને એ ભણાવી ચૂક્યો હતો!

પંજાબની સરહદનું એનું રૂપકડું ગામ સાવ ભૂલાઈ ગયું હતું. વાસવીની યાદને એણે અંદરના ઊંડાણમાં એવી તો ધરબી દીધી હતી.. એવી તો ધરબી દીધી હતી....

અને આમ છતાં આટલા વરસોમાં વાસવી કદી યાદ આવી જ નહોતી એમ નહીં... ગુપ્તાસરની આંખ ક્યારેક ભયંકર સૂકી થઈ જતી... નજરમાં જબ્બર દસ્ત શૂન્યતા હિલોળા લેવા માંડતી... અંતરમાં એક તીવ્ર ચુભક ચકરાવા લેવા માંડતી...

પણ પછી બધું પુર્વવત્ થઈ જતું!

પણ બે દિવસ પહેલાં એણે માધવીને જોઈ. માધવી પહેલી જ વાર એને મળતી હતી. માધવી તો એના જીવનમરણનો કારમો પ્રશ્ન લઈને એની સહાય મેળવવા આવી હતી ! માધવીનું બદન, એનો ચહેરો એની ટટ્ટાર ઊભા રહેવાની રીત, જમણા હાથે પહેરેલી ડઝનેક બંગડીઓને રણકાવ્યા કરવાની એની આદત, લાંબા ચોટલામાં પરોવાયેલું મોગરાનું ફૂલ, અને...અને...ટગર ટગર જોઈ રહેતી એની એ આંખો..

ગુપ્તાસરને વાસવી યાદ આવી ગઇ હતી ! વીસ વરસ પહેલાં વાસવી આવી જ હતી. બરાબર આવી જ.

માધવીએ ગુપ્તાના મનમાં વાસવીની યાદ વટોળિયો બનીને ચકરાવે ચઢાવી હતી !

એના માર્ગમાં આવ્યાને માધવીને હજુ બે જ દિવસ થયા હતા. માધવીના ખરાબે ચડેલા નાવને સ્થિર કરવાના એણે બનતા બધા પ્રયત્નો કર્યાં હતા. તે દિવસે માધવી છૂટાછેડાને ઈન્કાર કરી બેઠી. ગુપ્તાને હજુ ય થતું હતુ – કમલ કંઇ ખરાબ છોકરો નથી. માધવીના મનનું સમાધાન જો થઈ શક્યું હોત તો કમલને હજુ પણ સમજાવી શકાયો હોત–

ઊગીને ઊભો થતો હતો ત્યારે એના જીવનમાં એક ‘વહુ’ આવી હતી. આ ‘વહુ’ ને એ અપનાવી શક્યો નહોતો ! મન જોડેની તમામ સમજાવટ પછી પણ એ એને સુખી કરી શક્યો નહીં !

જીવતરની અધવચ્ચે, એક સરસ પણ અસહ્ય સપના જેવી વાસવી આવી હતી ! આવી એવી જ એણે આંખ ઉઘાડીને સપનાને નિરર્થક બનાવીને દીધું હતુ. એના જવાથી વાસવીને કેવુ લાગ્યું હશે ?

કદાચ એ આત્મહત્યા કરે એવું ય બને।

ગુપ્તા સાંજે કૉલેજથી છૂટીને સીધો જ માધવીની હોસ્ટેલ પર ગયો. વિઝીટર્સ રૂમમાંથી એણે માધવીને સંદેશો મોકલ્યો ત્યારે સમાચાર મળ્યા—માધવી રૂમ પર નથી. એણે ઘડીક વિચાર કર્યો પછી માધવીને આપવા માટે સંદેશો મૂક્યો—ગુપ્તા સર માધવીને મળવા આવ્યા હતા! બસ, આથી વિશેષ કંઈ નહીં।

ઘરે પહોંચીને એણે ચિરૂટ સળગાવી. કમલ જતો રહ્યો હતો. એનો અર્થ સ્પષ્ટ હતો। તે દિવસે પોતાની સમજાવટ કહો, કમલ પરનો આટલા વરસનો પ્રભાવ કહો, જે કહો તે. કમલ માધવી જોડે પરણવા તૈયાર થઈ ગયો હતો! પણ એ વખતે માધવી ઈનકાર કરી બેઠી હતી! કમલ જતો રહ્યો એમ માધવી પણ ક્યાંક-

માધવી ક્યાં ગઈ હશે?

પણ વિચારો બહુ લાંબા ન ચાલ્યા. દરવાજા પર એક ટકોરો થયો. ગુપ્તા પાછું ફરીને જુએ ત્યાં તો માધવી અંદર આવી ચૂકી હતી.

"આવ, માધવી!" ગુપ્તાની આંખ અને હોઠ બન્ને હસ્યાં.

"હમણાં જ હોસ્ટેલે પહોંચી ત્યાં તમારો સંદેશો મળ્યો. થયું પહેલાં તમને મળી લઉં." માધવી ખુરશી પર બેસતાં બોલી.

ગુપ્તાએ ચિરૂટનો ઊંડો કશ લીધો. પછી ચિરૂટ બુઝાવી નાખી.

"કમલ હોસ્ટેલ છોડીને બે દિવસથી જતો રહ્યો છે માધવી."

માધવીના ચહેરા પર એકેય પ્રતિભાવ બદલાયો નહીં. એ

સાંભળી રહી. પછી બોલી. "એથી પરિસ્થિતિમાં શો ફરક પડે છે સર ?"

"મારા મનમાં હજુય હતું. હું તમને બન્નેને સમજાવી શકીશ."

"હુ તો સમજી જ ચૂકેલી હતી. કમલને પણ તમે સમજાવી શક્યા હતા. કમલને સમજાવવાનુ મે જ તો તમને કહ્યુ હતું પણ... હવે બધું પૂરું થઈ ગયુ. હવે તો સમજાવટની સરહદો પણ અમે વળોટી ગયા!" માધવી બોલી. માધવીના અવાજમાં આજે એક વિચિત્ર ભાર ઉભરાતો હતો.

ગુપ્તા જોઈ રહ્યો. વિચારી રહ્યો. વેરવિખેર પડેલી વાતોને ક્યાંથી સાંકળવી—

"મારી એક વાત માનીશ માધવી ?"

"જેની એકેએક વાત માનવાનું મન થાય એવા તમે એક તો મળ્યા છો સર !"

"તો પછી તું તારી માતા પાસે જતી રહે... એ કદાચ રોષ કરશે... તારો તિરસ્કાર કરશે. તને ધૂતકારશે અને આ બધું થયા પછી પણ એ આ પરિસ્થિતિમાં તારો સહારો બનશે."

"પ્રશ્ન મારી તરફના તિરસ્કાર કે રોષનો જ હોત તો મેં તમારી વાત તરત જ સ્વીકારી હોત... પણ... પણ.. વાત આટલી જ નથી. મારી મા જેવી પવિત્ર અને ધર્મભીરૂ સ્ત્રી મે કદી નથી જોઇ સર ! એ આ વાત જાણશે ત્યારે મારો ચહેરો નહી જોઈ શકે આઘાતથી એનું હૃદય ધબકવું બધ પડી જાય એટલી ધર્મભીરૂ."

"તારી ગેરહાજરીમાં જ્યારે એને તારા ચાલ્યા જવાના ખબર

પડશે, એની પાછળનું કારણુ જ્યારે એ જાણુશે ત્યારે પરિણુામ એનું એ જ આવશે."

"બનવાજોગ છે. પણુ ત્યારે એ પરિણુામના સાક્ષી બનવાના દુર્ભાગ્યથી હું મારી જાતને બચાવી શકીશ."

"સાક્ષી નહીં બનવા માત્રથી દુર્ભાગ્યને છેતરી શકાતું નથી માધવી !"

"એની તો મને ખબર નથી." માધવી ધીમેથી ગણુગણી. પછી એકદમ ફિક્કી પડી ગઈ. એની આંખ પહોળી થઈ ગઇ. એના હોઠ ધ્રુજવા માંડયા.

ગુપ્તા ઊભો થયો. માધવીની નજીક આવીને તેણે એના ખભા પર હાથ મૂકયો. પછી બોલ્યો, "માધવી"

માધવીની આંખમાં અસહાયતા ઉભરાણી. ગુપ્તાના હાથ પર માથું ઢાળીને ચૂપચાપ બેસી રહી.

"જમાનાથી આવી પરિસ્થિતિમાં મુકાયેલી સ્ત્રી એક જ માર્ગથી પરિચિત છે. મારા માટે પણુ કદાચ એ જ નિર્માયું હોય !"

"માધવી.."

"હં.."

"એ માર્ગે જનારી સ્ત્રીઓને કદાચ બીજા માર્ગો વિષે કશો ખ્યાલ નહોતો. કદાચ એવો આછો પાતળો ખ્યાલ હોય તો એ માર્ગ તરફ જોવા જેટલીય હિંમત નહોતી."

માધવી મૂગી મૂગી જોઈ રહી. કશું ન બોલી.

"અને એ માર્ગ કદી બંધ નથી થવાનો! એ પ્રત્યેક વ્યક્તિનો સુવાંગ માર્ગ છે. પણ એ આખરી માર્ગ છે માધવી! અને કદાચ ખોટો પણ છે. એ પહેલાં બીજા એકેએક માર્ગ બંધ થઈ જ ગયા છે એની ખાતરી તો કરવી જોઈએ."

માધવીને કશો પ્રતિવાદ સૂઝ્યો નહીં. એ સાંભળી રહી.

"એટલે તારા પર હું કશો નિર્ણય લાદવા નથી માગતો. માત્ર એટલું જ જાણવા માગું છુ-તને ખાતરી થઈ ગઈ કે બીજા બધાય માર્ગો તારા માટે દેવાઈ ગયા છે?"

માધવી નીચું જોઈ ગઈ. પછી ધીમેથી બોલી. "કદાચ."

"કદાચથી કામ ચાલે એવી આ વાત નથી. નક્કી કહે માધવી.. તારા માટે શુ હવે એકેય માર્ગ નથી રહ્યો?"

માધવી રડી પડી. રડતાં રડતાં બોલી. "તમે જ કહો સર... તમે જ કહો...આ પરિસ્થિતિમાં મારાથી બીજુ થાય પણ શું? તમે ન હોત તો કદાચ આ બે દિવસમાં જ કોણ જાણે શુય બની ગયું હોત!"

"એનો અર્થ એ થયો કે મારા હોવાથી પરિસ્થિતિમાં કશોક ફેરફ પડે છે ખરો?"

માધવી ચુપચાપ બેસી રહી.

"અને જો એમ જ હોય તો પછી મારું હોવાનું હજુ નથી થયુ. તારે મારી વાત માનવી પડશે."

માધવીએ ઉંચે જોયું. સાડીના છેડાથી આંખ લૂછી. પછી બોલી. "ધારો કે તમારી વાત હું માની લઉં સર! પણ મે કહ્યું એમ એનો અંત પણ દુર્ભાગ્યનો સાક્ષી બનાવામાં જ આવે તો—"

"તો પણ તારી આજની પરિસ્થિતિમાં એનાથી કંઈ બગાડો થવાનો નથી."

"પણ પછી...પછી..."

"પછીની વાત આપણે પછીથી વિચારી લઈશું. તને કહ્યું હતું એ ભૂલી ગઈ? તને મારે તમામ મદદ કરી છૂટવાની છે. તે જ તો મારી મદદનું વચન માગ્યું હતું?"

"હા, પણ... પણ..." માધવી મ્લાન હસી. "તમે વચન આપવાથી ટેવાયેલા નથી.. વચન આપવા તમને ગમતા નથી એવું તમે કહેલું.

"ટેવ અને ગમા-અણગમા શાશ્વત નથી. એ કુદરતી નિયમ પણ નથી."

માધવી ઊભી થઈ, એણે વસ્ત્રો ખંખેર્યાં. રૂમાલથી ચહેરો લૂછ્યો. પછી નીચું જોઈને બોલી. "સર! હું કદાચ તમને વધુ પડતા પરેશાન કરી રહી છું."

"પરેશાનીના એ સરવાળાઓ ક્યારેક આપણે ફુરસદે માંડીશું અત્યારે તું સીધી જ તારી હોસ્ટેલે જા. જે કંઈ સંકેલો કરવાનો હોય તે આટોપી લે. આવતીકાલની પહેલી જ બસ કે ટ્રેનમાં તું અહીંથી તારી માતા પાસે જતી રહે. એના ખોળામાં માથું મૂકીને

એકવાર તુ બધું કબૂલી લેજે. પુષ્કળ રડી લેજે. એ કદાચ ગુસ્સે થશે...રોષ કરશે.. તારો તિરસ્કાર કરશે. તને ધૂતકારશે...પણ આ બધું ક્ષણિક હશે. એક વાર એ ઉભરો શમી જશે પછી એના જેટલી હૈયાધારણ તને બીજું કોઈ નહીં આપી શકે."

"અને ધારો કે તમે કહો છો એનાથી ઉલટું જ બને...મારો ભય સાચો પડે તો..."

"તો...તો...શ્યામનારાયણ ગુપ્તાના ઘરનો આ દરવાજો માધવીની રાહ જુએ છે...સતત એની પ્રતીક્ષા કરે છે એટલું યાદ રાખજે."

"સર..." માધવી એકદમ ગુપ્તાના પગમાં ઢગલો થઈ ગઈ. ગુપ્તાએ એને ખભેથી પકડીને હળવેકથી ઊભી કરી.

*

વળતે દિવસે બપોરે માધવી એને ગામ જવા રવાના થઈ ગઈ. સ્ટેશને એને મૂકવા માટે ગુપ્તા આવ્યો હતો. કોલાહલથી ઉભરાતો પ્લેટફોર્મ પર માધવી અને ગુપ્તાને જાણે કે અવાજ સભળાતો નહોતો. બેઉ ચુપ હતાં. ઘણી વાર લગી ચૂપ રહ્યાં. ગાડીએ સહેજ ગતિ પકડી ત્યારે ગુપ્તાએ હાથ લંબાવીને કહ્યું. "માધવી, યાદ છે ને હું છેક લગી તારી સાથે છું?"

માધવી નીચું જોઈ ગઈ. મૂગા મૂગા માથું હલાવ્યું.

"હવે હું તારી પાસે વચન માગું છું."

માધવીએ ઊંચે જોયું.

"વચન આપ કે મને જણાવ્યા વિના તું કોઈ પગલું નહીં ભરે."

માધવી ટગર ટગર જોઈ રહી.

"વચન આપ માધવી..." ગુપ્તાએ ગાડીની ગતિ સાથે ઉતાવળાં પગલાં ભરવા માંડ્યાં

માધવીએ જમણા હાથનો પંજો ગુપ્તાના હાથમાં મૂકી દીધો.

ગુપ્તા ઘરે પહોંચ્યો ત્યારે રાત પડી ગઈ હતી. બપોરે માધવીને વળાવ્યા પછી કોણ જાણે કેમ એ થોડીક હળવાશ અનુભવી રહ્યો હતો. દિવસનું અજવાળું જેમ જેમ ઓલવાતું ગયું એમ એમ પેલી હળવાશની અનુભૂતિ પણ અલોપ થવા માંડી. ઘરે પહોંચતા વેંત એનું મન પાછું ભારઝલ્લું થઇ ગયું હતું. વીશીવાળો ટિફિન મૂકી ગયો હતો. એણે ટિફિન ખોલ્યું. ખાવા માટે જાણે પ્રયત્ન કરતો હોય એમ થોડુંક ડહોળ્યું. પછી ટિફિન બંધ કરીને સિગરેટ ફૂંકવા માંડી. ઘડી પછી ઊભો થયો. બારીમાંથી બહાર જોવા માંડ્યું. આકાશનો અંધારો ટુકડો ઝળુંબી રહ્યો હતો.

માધવીને જોતાંવેંત એના ચિત્તમાં વાસવી સળવળી ઉઠી હતી. વીસ વરસથી અંતરના અગોચરમાં ક્યાંક ધરબી દીધેલી પ્રતિમા એકાએક જાણે કે રોમરોમથી પ્રગટી ઊઠી હતી. રાખ થઈ ગયેલા લાગતા ઢગલામાંથી ફિનિક્સનો એક બળુકો આકાર હુંકાર કરતાં જાગી ઉઠયો હતો. ગુપ્તાની આંખ સામે આકારોની એક જબરદસ્ત ઉથલપાથલ તરવરતી હતી. માધવી... વાસવી... માધવી ..વાસવી... વાસવી... માધવી... વાસવી... માધવી ..–આકાર અને ચહેરા બધું સેળભેળ થઈ જતું હતું !

ગુપ્તા પથારીમાં પડ્યો. છત પર ચકરાવા લેતા પંખાના પાંખિયા સામે એ તાકી રહ્યો. વીસ વરસને અંતે ઠરીઠામ થયેલું લાગતું બધુંય કેવું ભ્રામક હતું ! વીસ વીસ વરસ પછી અહીં કંડારાયેલી 'ગુપ્તાસર' નામની એક વ્યક્તિની પ્રતિમા પણ કેવી ખોખલી હતી ! એને થયું. વીસ વરસ પહેલાંની પેલી થોડીક રાત્રિઓ- જ્યારે એને વાસવીનું સ્મરણ માત્ર ચકરાવે ચડાવતું હતું—એ રાત્રિઓ પાછી ઉગી નીકળી હતી ! એને આજે – અત્યારેય વાસવીની જરૂર હતી–પહેલાં કદી હતી એ કરતાં સહસ્ત્રગણી વધુ !

અને આ માધવી.

ગુપ્તાનાં સમગ્ર શરીરમાં એક લખલખું વ્યાપી ગયું હતું ! કહેતી હતી–સર, તમે મારા પિતા જેવા લાગો છો ! એમ થાય છે, જાણે મને મારા પિતા પાછા મળ્યા !

ચિરૂટની રાખ પલંગની ચાદર પર ચારેયબાજુ ઉડી રહી.

ગુપ્તાએ આંખ મીંચી. એને થયું એનાથી જો પ્રાર્થના થઈ શકે તો એ પ્રાર્થના કરે. “ હે પ્રભુ ! માધવીની માતાને સદ્‌બુધ્ધિ આપજે ! માધવી અહિં પાછી ન ફરે અને એનું આખુંય કોકડું હવે ત્યાં જ ઉકેલાઈ જાય એવું કંઈક કરજે ભગવાન ! ”

પણ ધારો કે ભગવાન ગુપ્તાની પ્રાર્થના કાને ન ધરે તો ?

ગુપ્તાએ પાછી આંખ ખોલી નાખી.

એને કશું સુઝતું નહોતું ! ગુપ્તાની પ્રાર્થના અફળ જાય અને માધવી ક્યાંક અહિં પાછી ફરે તો–

તો—

*

સવારે ઘરકામ આટોપવા આવેલી કામવાળી બાઇએ, ચારેય તરફ ઉડાઉડ કરતી રાખને ઝાપટતાં ગુપ્તા સામે ઝીણી આંખે જોઈ લીધું. પછી ઠપકો આપતી હોય એમ બોલી, "હે માસ્તરસાહેબ! તમારી તબિયત હમણાં ઠીક નથી?"

"ના રે! બધુય બરાબર છે!" ગુપ્તાએ ચહેરા પર નેપકીન ફેરવતાં જવાબ વાળ્યો!

"તયે આ બધુ આમ કેમ આડેધડે છે? ઓલ્યો વીથીવાળો છોકરોય કાલ કે' તો' તો—"

"શુ કહેતો હતો?"

"કે માસ્તરને કાંઈ આજકાલ ઠીક નથી લાગતું. આખુય ભાણું—" કહેતાં બાઇ અટકી. પછી ગુપ્તા સામે જોઈને બોલી. "મુઓ! એ તો છે જ અકબંગ! એને બોલવાનુ ભાન જ કયાં છે?"

"પણ કહે તો ખરી! શુ કહેતો હતો?"

"એમ કે, માસ્તરનુ ભાણુ હમણાં તો કૂતરાએ ખડ ખાધું હોય એવું ઢબોળાઈને પાછુ જાય છે."

ગુપ્તા ઊભો થઈ ગયો. એને હસવુ આવ્યુ. આ બાઈ અને પેલો વીશાંવાળો—

આવતીકાલે કયાંક એનાં વિદ્યાર્થીઓ, પ્રાધ્યાપકો, પ્રિન્સીપાલ આ બધાય આવુ માને એ પહેલાં એણે સ્વાભાવિક બનવાનું નક્કી કર્યું.

સપાટી ઉપર તો એણે નક્કી કર્યો મુજબ બધુંય ઠીકઠીક ચાલતુ હતુ પણ એના મનમાં રહીરહીને એક અજંપો વલોવાતો હતો. ન કરે નારાયણ ને આવતીકાલે ક્યાંક માધવી પાછી ફરે તો–!

કમલ હવે કોલેજ નહોતો આવતો. એનુ ઘર ગુપ્તાએ જોયું હતું પણ ત્યાં જવાનો હવે ખાસ કશો અર્થ સરતો નહોતો. ખુદ માધવી જ એ માટે હવે તૈયાર નહોતી. આ સંજોગોમાં જો માધવી અહિ પછી ફરે તો—

તો માધવીને આ સ્થળેથી ક્યાંક દૂર ખસેડયા વિના બીજો કોઇ માર્ગ નહોતો.

ગુપ્તાએ આ માર્ગ વિચારવા માંડયો. કોઈ સ્થળ કે જ્યાં ન કોઈ ગુપ્તાને ઓળખતું હોય... ન કોઈ માધવીને ઓળખતુ હોય..

એને અચાનક અશેષ યાદ આવ્યો– અશેષ પંડિત !

અશેષ જોડેનો એનો પહેલો પરિચય દિલ્હીમાં થયેલો. અશેષ ત્યારે નાટકો લખતો–ભજવતો, અને દિગ્દર્શન પણ કરતો. રાત–દિવસ નાટકોમાં રચ્યો–પચ્યો રહેનારો જીવ. નાટક સિવાય બહાર બીજી એક વિશાળ દુનિયા છે એની બહુ ઓછી ખબર રાખતો. વીસેક વરસનો તરવરિયો જુવાન. ઇન્ટર કોલેજીએટ નાટય-સ્પર્ધા વેળા અશેષની માગ વધી જતી. અશેષને ઇનામો મળતાં. મૂળ તો ગુજરાતની કોઈક કોલેજમાં એ ભણતો ત્યારથી નાટકના ક્ષેત્રે વળી ગયેલો. આ ક્ષેત્ર વિહરતાં જ એને ગુલબદનનો પરિચય થયેલો. એ પરિચય વિકસતાં અશેષના કુટુંબમાં વાવાઝોડું વ્યાપી ગયું. અશેષે ઘર કોલેજ અને ગામ બધું છોડી દીધુ. ગુલબદનને લઇને એ દિલ્હી નાસી

આવ્યો. ગુલબદન એને એટલી બધી ગમી ગઈ હતી કે ગુજરાત-માથી નાસી આવ્યો ત્યારે માત્ર ગુલબદનને સાથે લઈ આવ્યો એટલું જ નહિ, પોતાની પેલી વાણિયાશાઈ અટક શાહ કે મહેતા કે એવી કંઈક હતી એનેય મૂકી દીધી. અને ગુલબદનની અટક પોતાના નામ જોડે વળગાડી દીધી. આમ અશેષનો બીજો જન્મ થયો.

અશેષનો આ બીજો જન્મ પણ બહુ લાંબો નહોતો નભ્યો. ગુપ્તાએ દિલ્હી છોડ્યુ એ પહેલાં જ અશેષ અને ગુલબદને દિલ્હી છોડી દીધું હતું. રંગભૂમિના વધુ અભ્યાસ માટે બેઉ જણ યુરોપના દેશોમાં ચાલ્યાં ગયાં હતાં.

પછી તો વરસો વીતી ગયા એ વાતને. અહિં નવી જીંદગીમાં ઓતપ્રોત થઈને જીવ્યે જતા ગુપ્તાની નજરે એકવાર અચાનક અશેષ પંડિતનુ નામ અખબારોમાં મોટામોટા અક્ષરે છપાયેલું પડ્યુ. ગુપ્તા આશ્ચર્યચકિત થઈ ગયેલો. અશેષ મુંબઈની ગુજરાતી રંગભૂમિ પર નાટકો કરતો હતો. એની પોતાની નાટય સંસ્થા હતી. ગુપ્તાએ જોયુ—અશેષે સંખ્યાબંધ નાટકો કર્યાં હતાં. કેટલાય નાટકો ખૂબ સફળ પણ થયા હતા આજ સુધી આ હકીકત પોતાના ધ્યાનમા કેમ નહોતી આવી એની એને નવાઈ લાગી. એને દિલ્હીનો તરવરિયો જુવાન યાદ આવ્યો. રૂપકડી ગુલબદન સાંભરી. એણે અશેષને અભિનંદન આપતો એક પત્ર લખ્યો.

વળતે અઠવાડિયે એને અશેષનો જવાબ પણ મળ્યો હતો. અશેષ એને ભૂલ્યો નહોતો. ઊલટુ ઉમળકાપૂર્વક એણે ગુપ્તાને મુંબઈ આવવા આગ્રહ કર્યો હતો.

બે-એક વરસ પહેલા મુંબઈ જવાનો પ્રસંગ ઉપસ્થિત થયો

ત્યારે ગુપ્તા અશેષને મળ્યો હતો ! પાતળા બાંધાનો તરવરિયો અશેષ હૃષ્ટપુષ્ટ અને ભરાવદાર માણસ બની ગયો હતો. ગુપ્તાને એ પોતાને ઘેર ખેંચી ગયો હતો. નાજુક અને નમણી પેલી પરિચિત ગુલબદનની જગાએ દસ્સાદાર, મારકણી અને નખરેબાજ કોઈક બીજી જ સ્ત્રીએ એનું સ્વાગત કર્યું હતું. ગુપ્તાને નવાઈ લાગી હતી. એની આંખમાં પ્રશ્ન તરવર્યો હતો—ગુલબદન ક્યાં ?

અશેષ એના સવાલને ઓળખી ગયો હોય કે કોણ જાણે, ગુપ્તાને પત્નીનો પરિચય કરાવતાં એણે કહ્યું—"આ મારી પત્ની ગુલબદન !"

"ગુલબદન ? ગુપ્તા ચક્કર ખાઈ ગયો. એને એની સ્મૃતિ પર અવિશ્વાસ જાગ્યો. આ ગુલબદન ! ક્યાં પેલી રૂપકડી, નાજુક બાંધાની શરમાળ છોકરી અને ક્યાં આ....

"તમને નવાઇ લાગે છે ખરું ગુપ્તાજી ?" અશેષે શરાબની પ્યાલીમાં બરફનો ટુકડો નાખત કહેવા માંડ્યું, "પેલી ગુલબદન તો પછી ક્યાંક યુરોપમાં જ રહી ગઇ. એને ત્યાંનું જીવન માફક આવી ગયું અને મને એક અંગ્રેજી મહિલા માર્થા માફક આવી ગયેલી."

"માર્થા ?" ગુપ્તા અજાયબ થઇ ગયો.

"હા માર્થા !" અશેષે હળવાશથી કહેવા માંડ્યું. "પણ ગુલબદન પ્રત્યેની મારી લાગણી એવીને એવી હતી હોં ! એટલે આ માર્થાને મેં રી–નેમ કરી- માર્થામાંથી ગુલબદન બનાવી ! મિસીસ ગુલબદન પંડિત ! પણ પછી યુરોપ છોડીને હું મુંબઈ આવી ગયો. આ મિસીસ ગુલબદન નંબર બે ત્યાં રહી ગઈ ! અને હવે આ—" ખડખડાટ હસતા અશેષે સામે બેઠેલી ગુલબદન સામે જોયું. પછી

ઉમેર્યું "મે પહેલી વાર પ્રેમ કર્યો હતો ગુલબદનને...આજ લગી એ નામ જોડેનો પ્રેમ મેં જાળવ્યો છે! અને આ પણ ગુલબદનથી કંઈ કમ નથી હોં!"

ઘડીકવાર પછી ગુપ્તાને થોડી કળ વળી પછી પૂછ્યું હતું. "કંઇ ખરચ્યાં કરચ્યાં અશેષ?"

બે પેગ કોકટલના નીટ ગળા નીચે ઊતાર્યા પછી અશેષ રંગમાં આવી ગયો હતો. ખડખડાટ હસી પડયો. બોલ્યો. "મારુ નામ તો અશેષ છે ને ગુપ્તાજી! જેની કશી શેષ ના વધે એ અશેષ! અશેષ મરશે ત્યારે એના જમણા પગના અંગુઠે આગ મૂકવા માટે કોઈક માણસ ભાડે લાવવો પડશે!"

અશેષ એકધારો પીતો હતો. ગુલબદન એને પ્યાલી ભરી આપતી હતી. વચ્ચે વચ્ચે એય ઘુંટ ભરી લેતી હતી. ખંડમાં ચારેય બાજુ સંપત્તિ અને વિલાસનુ પ્રદર્શન છવાયેલુ હતું. અશેષ વચ્ચે વચ્ચે ઊઠીને ટેલિફોન ઘુમાવતો હતો! કેટલીય વાતો કરતો હતો! ગુલબદન એક સ્ત્રી નહી પણ એક પ્રતિમા માત્ર હોય એવી વાતો.

"પણ અશેષ, તમારા લખેલા સંખ્યાબંધ નાટકો-' ગુપ્તાએ વાત ચાતરી.

"એય એક રહસ્ય છે હો ગુપ્તાજી!" અશેષે કહેવા માંડયું. 'વિદેશોમા મે પુષ્કળ નાટક જોયાં છે. થોડું ઘણું વાંચ્યુ પણ છે. આ નાટકોની વસ્તુઓને આમતેમ મઠારીને ગુજરાતીકરણ કરી નાખ્યું કે ચાલ્યું. આ નાટકોને સાદ્યંત ભજવાતાં ત્યાં મે નજરે જોયા છે એટલે દિગ્દર્શનની જે કંઈ ખુબીઓ દેખાય એ પણ અસલમાં આયાત કરેલી હોય છે! તમે તો અંગ્રેજીના પ્રાધ્યાપક છો ગુપ્તાજી

તમે મને મદદ કરો તો ગુજરાતી રંગભૂમિને નવા–નોખા અને ચિત્ર વિચિત્ર માલથી ભરી દઈએ ! માર્થામાંથી જેમ ગુલબદન પંડિત ન બન્ય એ બનાવી હતી એમ...”

ગુપ્તા પહોળી આંખે અશેષને જોઈ રહ્યો હતો.

પછી તો અશેષના એક–બે નાટકો પણ ગુપ્તાએ જોયાં હતાં. ટિકિટો મેળવવા માટે જામતી મેદનીનો એ સાક્ષી બન્યો હતો. અખબારોમાં છપાતી જાહેર ખબરો અને પ્રગટ થતા વિવેચનો ઊડીને આંખે વળગતા હતા !

જતી વેળા અશેષે ગુપ્તાને યાદ આપ્યુ હતુ “ મે કહ્યુ એ યાદ છે ને ગુપ્તાજી ? તમે જો મને મદદ કરો તો વિદેશી રંગભૂમિનો માલ, આપણા સ્વદેશી પેકિંગમાં લપેટીને અહીંનું બજાર ગરમાગરમ કરી દઈએ ! ”

ગુપ્તાએ હસીને વાત તત્પૂરતી રોળીટોળી નાખી હતી. વિદેશી માલ અને સ્વદેશી પેકિંગ અને આવુ બધુ એના મનને થોડુ ક્ષુબ્ધ કરી ગયુ હતુ ! મુંબઈથી આવ્યા પછી એણે એ વાત સિફતથી ભૂલાવી પણ દીધી હતી. ક્યારેક અખબારોમાં અશેષ વિષે વાંચતો એ ગનીમત !

પણ બે વરસ પહેલાં અશેષે ગુપ્તાની મદદ માગી હતી ! આજે એને યાદ કરતાં ગુપ્તાને થયું–અત્યારના ગુંચવાયેલા કોકડામાં અશેષ એને કદાચ મદદ કરી શકે ખરો ! મુંબઈ જેવા વિશાળ નગરમાં માધવીને લઈ જવાય તો બનવાજોગ છે બધુ ય થાળે પાડી શકાય ! અશેષ જો એને મદદ કરે તો બધું ય થઈ શકે ! અશેષની ઓળખાણો, એનુ જીવન, એની નફિકરી રીતભાત.. આ બધુ ય ગુપ્તાને યાદ આવ્યુ !

બહુ જ સંભાળપૂર્વકના શબ્દોમાં, પણ જરૂરી તમામ હકીકતોને વિગતવાર દર્શાવીને, ગુપ્તાએ અશેષને એક પત્ર લખી નાખ્યો.

અશેષને પત્ર લખ્યા પછી ગુપ્તાનુ વિચાર-સંક્રમણ થોડુ ક બીજી દિશામાં પણ ચાલતુ હતુ. અશેષ એનો પરિચિત હતો. પણ એનું વિશ્વ સાવ જુદુ હતુ. એની રહેણી-કરણી, એના વિચાર અને એનું વર્તુળ બધુ ય અજાયબ હતુ. ગુપ્તા જોડે એણે પરિચય જાળવ્યો હતો, એ કદાચ એનુ સૌજન્ય હોય. એય એક નાટક હોય! હવે એ કદાચ...

અને અશેષને જે રીતે ગુપ્તાએ ઓળખ્યો હતો તે જોતાં તો માધવીને એની પાસે સાવ એકલી મોકલવી પણ ગુપ્તાના મનમાં બેસતુ નહોતુ. એ વાતાવરણમાં માધવીનું રહેવુ મુશ્કેલ હતું. એને માધવીની જોડે જો પોતે જવુ પડે તો—

પણ આ બધો ગડમથલ બહુ લાંબી ન ચાલી, અશેષનો ઉત્તર આવી ગયો. અશેષ લખતો હતો- તમેય યાર, ઉસ્તાદ નીકળ્યા ગુપ્તાજી! બડા છુપા રૂસ્તમ! અને આવડાક અમથા કામમાં આવડી મોટી મૂઝવણ તે હોય! આટલા વરસમાં આવું તો બધું કોઠે પડી ગયુ છે! અને તમારી જેવા મિત્રને આ કોઠાસૂઝનો લાભ આપી શકાતો હોય તો એ તો મોટુ સદ્‌ભાગ્ય કહેવાય! જ્યારે જરૂર લાગે ત્યારે ઘડીનાય વિલબ વિના આવી પહોચો .. બધી વ્યવસ્થા થઈ જશે!—

ઘડીક તો ગુપ્તા સમસમી ગયો. અશેષનો પત્ર એણે ફરીફરી

વાંચ્યો. રાજી થવું કે નારાજ થવું એ એનાથી તત્કાલ નક્કી ન થઈ શક્યું. અશેષ કેવુ કેવું સમજતો હતો! ગુપ્તા વિશે એણે કેવી કલ્પના કરી નાખી હતી! આ આખીય ઘટનામાં પોતે ક્યાં છે એ અશેષને ગળે નહિ ઉતારી શકાય! અશેષ શુ, કદાચ કોઈ ગુપ્તાની વાત નહિ માને!

પણ બીજા બધાંને ગળે એ હકીકત ઉતારવાની એવી જરૂર પણ શી હતી? બીજા બધાં એના વિષે શું વિચારે છે કે માધવી જોડેના એના સબધોને કેવા આકાર આપવાથી બધું સમથળ રહે એવી ચિંતા કરવાની ગુપ્તાએ શી જરૂર હતી? ગુપ્તાના વિશ્વમાં ગુપ્તા એકલો હતો— માત્ર ગુપ્તા! જે કંઈ સમાધાન શોધવાનું હતું એ આ વિશ્વ જોડે હતું! ભૌગોલિક જગતમાં ભલેને અપર પાર વિશ્વો હોય! જીવવાનું તો માણસે માત્ર પોતાનાં વિશ્વમાં જ હતું ને! આ વિશ્વમાં એકવાર સમાધાન થઈ જાય પછી પેલી ભૂગોળ ભલેને દિગ્દિગંતોમાં ફેલાતી.

ઘડીક એમ થયું- એ કદાચ વધુ પડતું વિચારે છે. એણે સ્તો માધવીને એની માતા પાસે મોકલી હતી! વળીવળીને એને માધવીને કહ્યુ હતું-તારું આખુય કોકડું તારી માતા પાસે ઉકેલાઈ જશે! એ સાચું પડે એવુંય બને! અને તો આ બધીય અજંપ ક્ષણો આપોઆપ વિરમી જાય! માધવી કદી પાછી ન ફરે—

હાથમાંની ચિરૂટને એણે જોરથી એશ-ટ્રેમાં દબાવી લીધી. એને એક સબાકા જેવુ કેમ થયુ? માધવી કદી પાછી ન ફરે- હા! કદાચ નયે ફરે! માધવીનાં પાછા ન ફરવાથી એને શુ? માધવી એકવાર એની વિદ્યાર્થીની હતી! અને આજેય એ ગુપ્તાને પોતાના પિતા

જેવા સમજતી હતી ! જેની છાયા નીચે ઉત્તાપો શમાવવાનુ મન થાય એવા વડલા જેવા-

એમ તો વાસવી ક્યાં કદીય ફરી એના જીવનમાં આવી હતી ! વાસવી ચાલી ગઈ હતી ! કદાચ એ પોતે જ વાસવી પાસેથી ચાલ્યો ગયો હતો ! પછી વાસવીનુ શુ થયું હશે કોણ જાણે ! પણ વાસવી ક્યા ચાલી ગઇ હતી ? વાસવી કદી ગઈ જ નહોતી ! એની સાથે જ હતી ! અને કદાચ એટલે જ આજે આટલે વરસે વાસવી, માધવીનો આકાર લઇને એની સામે આવી હતી !

આમ તો બધુ ય બરાબર ચાલતુ હતુ !

કોલેજના વર્ગો નિયમિત ચાલુ હતા !

ચિરૂટના ધુમાડાથી ઓરડાની છત ઉભરાતી હતી !

એની રાખથી ઓરડાની ફરશ ભરાઈ જતી હતી ! !

અને પેલો વીશીવાળો કહેતો હતો એમ- કૂતરા ખડ ખાય એમ રોજરોજ ટિફિન ઠખોળાતું હતું !

*

એક દિવસ ગુપ્તાએ જોયું-માધવી એના ઘરના દરવાજામાં ઉભી હતી !

ગુપ્તા સ્તબ્ધ થઈ ગયો. એની આંખમાં પ્રશ્ન હતો. પણ એના અંતરમાં માધવીને જોતાવેત બધુ ય હળવુ હળવું કેમ લાગવા માંડ્યું હતુ ?

માધવી ઉંબરામાં ઉભી હતી. એક ડગલુંય આગળ નહોતી વધી. દરવાજા પર હાથ ટેકવીને ટગરટગર જોઈ રહી હતી. ગુપ્તાને ધ્રાસ્કો તો થયું.

એ માધવીને જોતો હતો કે એને ભ્રમ થતો હતો ?

માધવીનો ચહેરો લેવાઈ ગયો હતો. કોરા અને વિખરાએલા વાળમાં એ કંઈક વધુ લાંબી લાગતી હતી ! ગુપ્તાને થયુ—એ ક્યાંક બોલી ઉઠશે અને નજર સામે તરવરતી આ માધવી એક ભ્રમ હોય- એ ભ્રમ ભાંગી જાય આ બધુ ન બને એ માટે એ કંઈ બોલે જ નહિ માધવીને જોયા કરે- માધવીની આરપાર દેખાતી વાસવીને જોયા કરે-

"માધવી .." મનોમન બબડતો હોય એમ ગુપ્તા બોલ્યો. "અંદર આવ માધવી !"

ગુપ્તાના શબ્દોનો સહારો પકડતી હોય એમ માધવી અંદર આવી. એણે માથુ ઊંચકીને ગુપ્તા સામે જોયું. પછી એકદમ ઢગલો થઈને સોફામાં બેસી ગઈ. કંઈ પૂછે એ પહેલાં માથુ સોફાના હાથા પર ઢાળીને રડવા માંડી. ગુપ્તાને સમજાયુ નહિ- એ માધવીને શું પૂછે !

ક્યાય સુધી માધવી રડતી રહી. ક્યાંય સુધી ગુપ્તા બેસી રહ્યો. પછી ઊભો થઈને એ માધવી પાસે આવ્યો. રડતી માધવીના માથા પર એણે હળવેથી હાથ મૂક્યો.

"સર .." ગુપ્તાનો હાથ પકડીને માધવીએ ચહેરો ઊંચો કર્યો. "સર... બધુય પતી ગયુ ... આખું વાવાઝોડું શમી ગયુ !" અને પાછુ માથુ ગુપ્તાના હાથ પર ઢાળી દીધું.

": માધવી... પ્લીઝ ! હવે રડવાનુ બંધ કર .. જે કંઈ બન્યું હોય એ સાફસાફ કહે..." ગુપ્તા અકળાઈ ગયો.

માધવીએ ગુપ્તાનો હાથ છોડી દીધો. એ ટટ્ટાર થઈ. મેલી સાડીના ચોળાગેલા છેડાથી એણે ચહેરો લૂછ્યો. એના ફિક્કા લાગતા હોઠ જરાક થરથર્યા. પછી બબડતી હોય એમ બોલી. " ખરી વાત ! તમને નહિ કહૂં તો હવે કોને કહીશ ? કહેવા જેવુ બીજુ ઠેકાણું હવે છે ય કયાં ?

ગુપ્તા ઊભો થયો. પંખાની સ્વીચ ફેરવી પંખો ચાલુ કર્યો. પાણીનો પ્યાલો માધવી સામે ધર્યો પછી બોલ્યો, "તુ સ્વસ્થ થા માધવી ! તારી તબિયત તો ઠીક છે ને ?"

માધવીએ પાણી પીધું. આસપાસ જોયું. પછી ઊભી થઈ. બોલી, 'તબિયતની ચિંતા કરવા જેવું હવે કશુ બચ્યુ નથી સર !" કહેતાં એણે ચહેરો દીવાલ તરફ ફેરવ્યો

" એટલે ?"

" એટલે કે જન્મ્યા પહેલાં જ મારા બાળકને ટૂંપો દઈ દેવામાં આવ્યો છે ! "

"હે !" ગુપ્તા સડક થઈ ગયો.

"હા ! અને એવું કરનાર બીજુ કોઈ નહિ પણ મારી સગી મા હતી ! મારી માએ જ મને મા બનતી અટકાવી દીધી છે !" કહેતાં માધવીએ ગુપ્તા સામે નજર માંડી એની આંખ સાવ કોરીધાકોર હતી. ગુપ્તા એ કોરીધાકોર આંખ સામે જોઈ રહ્યો

" એટલુ જ પૂરતું નથી સર... મારી માએ મને નમાયી પણ કરી નાખી છે !" માધવીની આંખ એકાએક ભીની થઈ.

" માધવી... તુ શુ કહે છે માધવી ?"

"જે બન્યુ છે એ જ કહુ છુ સર ! સહુ પહેલા આઘાતની કળ વળી ત્યારે મારી માતાએ મને છેતરી... મને ભૂલાવામાં નાખીને મારૂ માતૃત્વ ધૂળભેગુ કરી નાખ્યું.. જેના માટે કમલની વાત ન માની કમલને તરછોડયો અંતે એજ બન્યું... અને પછી એકની એક દીકરીના હાલહવાલ જીરવવા આકરા થયા હોય તેમ મારી મા... મારી માએ જીવતર ટુંકાવી નાખ્યું સર... એ ચાલી ગઈ... હમેશને માટે ચાલી ગઈ... મરતી વખતે મારુ મોં સુદ્ધાં જોવુ ન હોય એમ રાત માથે ઓઢીને એણે આત્મહત્યા કરી નાખી. એનો નિર્જીવ ચહેરો... સર, એનો મરી ગયેલો ચહેરો..." કહેતા માધવી ફરીથી ઢગલો થઇને બેસી ગઈ. બેઉ પગ વચ્ચે માથુ ટેકવીને ધ્રુસકે ધ્રુસકે રડવા માંડી. " મેં ભૂલ નથી કરી સર ! મે પાપ કર્યું... પાપોની એક હારમાળા લંબાઈ ગઈ ! મે મારી માની હત્યા કરી છે સર !"

ગુપ્તા માધવીની લગોલગ બેસી ગયો. માધવીની પીઠ પર હાથ પસવારીને એ જોતો રહ્યો. વાતનો પહેલો ઉભરો શમ્યા પછી બોલ્યો " ન બનવા જેવુ ઘણુ બની ગયુ છે માધવી ! અણધાર્યું, અણકલ્પ્યુ એવું.. જીરવવું અસહ્ય થઈ જાય એવું..."

" અને છતાંય મે જીરવી લીધું છે."

" તારી પાસેથી મને એ જ અપેક્ષા હતી."

" તમારી અપેક્ષાથી હું ઊણી નથી ઉતરી."

માધવી ઊભી થઈ જાતે જ એણે પાણીનો પ્યાલો લીધો.

ચહેરો ધોયો. થોડુંક પાણી પીધું પછી સ્વસ્થ થઈને બેઠી. આંસુ અને થાકથી ખરડાયેલો એનો ચહેરો થોડો સ્વચ્છ બન્યો.

"સર ! આ બધું બન્યા પછી ગામમાં વધુ વાર રહેવું મારા માટે મુશ્કેલ હતું. થોડા દિવસ તો સહુ સબંધીઓ જોડે જેમતેમ જીવાઈ ગયું. એ લોકો માનતાં હતાં કે હું માને મળવા આવી હતી. એમાં બીમાર થઈ ગઈ અને પછી માનું મરણ થયું... સહુ સહાનુભૂતિ દેખાડતાં હતાં. મારી દયા ખાતાં હતાં. એ શબ્દો સામે જીવવું આકરું થયે જતું હતું. ગામમાં હવે રોકાવા જેવું મારે હતું ય શું ? એટલે કોઈને ય કહ્યા વિના હું સીધી અહિ ચાલી આવી" માધવી થોડીક હળવાશ અનુભવતી હોય એમ બોલી.

"તે એ ઠીક જ કર્યું છે."

"પણ થાય છે કે હવે અહિ રહીનેય મારે શું કરવાનું છે ? અહિ રહીને તો મારે સતત બધું યાદ કર્યા કરવાનું છે. અંતે તો કમલ કહેતો હતો એમ જ થયું."

"કમલે કોલેજ અને હોસ્ટેલ બંને છોડી દીધાં છે." ગુપ્તાએ કહ્યું.

માધવીએ કશો પ્રતિભાવ ન દેખાડયો. એ મૂગામૂગા જોઈ રહી. પછી બોલી. "મારાથી પણ હવે પરીક્ષા આપી નહિ શકાય. મન એટલું ડહોળાઈ ગયું છે કે બધું અતિશય ભારે લાગે છે."

"તારી વાત સાચી છે માધવી... પણ..."

"સાચું કહું છું સર ! માના મરણ પછી આજે આટલા દિવસે તમારી જોડે વાત કરવાથી કેટલી બધી હળવાશ અનુભવું છું ! તમારી પાસે મારો ભાર અર્ધોઅર્ધ ઓછો થઈ જાય છે."

ગુપ્તા ઊભો થયો. ચિરૂટ સળગાવી. બે-ત્રણ કશ લીધા પછી બોલ્યો. "હોસ્ટેલમાં તારુ નામ તો ચાલુ જ છે ને ?"

"હા, ત્યાં મેં થોડા દિવસની રજા લીધી છે. એટલું જ પણ .."

"એ પણ ઠીક થયુ. તું ત્યાં પાછી ફરી શકીશ."

"સર !" માધવી ગંભીર થઈ ગઈ. "ત્યાં રહેવુ હવે મને નહિ ગમે. એમ થાય છે .. એમ થાય છે કે..." માધવી અટકી. ચહેરો ઊંચકીને ગુપ્તા સામે જોઈ રહી.

"શુ થાય છે માધવી !"

"હવે મારે અહિ પણ નથી રહેવું. ક્યાક ચાલ્યા જવાનુ મન થાય છે. પણ એ પહેલાં .. એ પહેલાં .." માધવી ફરી અટકી.

"કહે માધવી ! સંકોચ છોડીને કહે"

"એમ થાય છે સર ! કે હુ ક્યાક ગાંડી તો નહિ થઈ ગઈ હોઉ ! અહિ રહેવાથી લાગતો ભાર જીરવાય એમ નથી. ક્યાંક દૂર-દૂર જતા રહેવાનું મન થાય છે પણ એ પહેલાં એમ થાય છે કે... કે... તમારી હૂંફ .. તમારો સાથ થોડાક દિવસ મેળવી લઉં .. સર ! મારાથી તમારી જોડે ન રહી શકાય ?" માધવી એકદમ નીચું જોઇ ગઇ. કપાળ પર પરસેવો વળી ગયો હોય એમ સાડીનો છેડો ફેરવ્યો.

ગુપ્તા સડક થઇ ગયો. માધવી કહેતી હતી એમ એ એની જોડે રહે તો–

એણે ચિરૂટ ચૂસ્યા કરી. કશુ ન બોલ્યો. ક્યાંય લગી વિચારતો રહ્યો. પછી કશુંક ઉકેલાતું હોય બોલ્યો. "માધવી .. તારી વાત સાચી છે. હોસ્ટેલમાં રહેવા જેવી તારી માનસિક પરિસ્થિતિ અત્યારે

નથી એની મને ખબર છે. તારા માટે થોડો સમય બહારગામ રહેવું સારૂં થઈ પડશે. મુંબઈમાં મારો એક મિત્ર છે. અશેષ પંડિત એનું નામ... મેં એને લખીને તારા માટે વ્યવસ્થા કરેલી છે. તું જો કબૂલ થાય તો આજે જ કે પછી કાલે તું મુંબઈ જા... હું અશેષને તાર કરીને કહી દઈશ..."

"તમે કહેશો એ બધું જ કબૂલ છે સર! પણ જો તમે સાથે હશો તો..."

"અશેષ તારા માટે સઘળી વ્યવસ્થા કરશે. અને મારાથી આ રીતે એકાએક આજને આજ કેવી રીતે બધુ છોડાય?"

"તમે કહેશો તો હું થોડો સમય હોસ્ટેલમાં વીતાવી દઈશ. પણ... પણ... તમારાથી દૂર જવાનો વિચાર અકળાવી મૂકે છે. એમ થાય છે કે હુ સાવ એકલી થઈ જઈશ. જે કઈ બની ગયું છે એ બધુય પાછુ મન પર સવાર થઈ જશે અને એ વખતે તમે નહિ હો તો મારાથી એ બધું પાછું જીરવાશે નહિ."

ગુપ્તા એકદમ ઊભો થઈ ગયો. પંખાના રેગ્યુલેટરને એણે ફૂલસ્પીડમાં મુક્યુ. પછી ધીમેથી માધવીની લગોલગ આવ્યો. માધવીના ખભા પર હાથ મૂકીને બોલ્યો. "મારી જોડે રહેવાનો અર્થ તું જાણે છે માધવી?"

"બીજા એકેય અર્થની મને ખબર નથી સર! મને માત્ર એટલી જ ખબર છે... તમારા સાન્નિધ્યની મને જરૂર છે. તમે... તમે... મને ગમો છો... અને... અને.. મે તમને પહેલા જ કહ્યું હતું એમ એવું થાય છે કે જિંદગીમાં મને...મને મારા પિતા પાછા મળ્યા છે! જે પિતાને મેં કદી જોયા નથી... માતાને તો મેં હવે હમેશ માટે ગૂમાવી દીધી છે... તમે જ એક માત્ર બચ્યા છો... હું

તમને જાળવી રાખવા માગુ છુ. કોઈપણ ભોગે—હવે ફરીથી મારે અસહાય અને એકલવાયા થવું નથી... સર ! તમે મને એકલી છોડી નહિ દેતા !" કહેતાં માધવીએ ગુપ્તાના હાથ પર માથું ઢાળી દીધુ.

ગુપ્તાની જીભ પર શોષ પડવા માંડ્યો. એણે જોરથી આંખ મીચી. પાછી ઉઘાડી. પછી બોલ્યો. "તારા માટે હું બધુ જ કરવા તૈયાર છું માધવી...એક માત્ર તારા પિતા...પિતા બનવા સિવાય..."

"એટલે ?"

"જે દુનિયામાં આપણે જીવીએ છીએ એ દુનિયામાં આપણે સબંધોને કોઈક આકાર આપવો પડે છે. આકાર વિનાના સબંધોને કોઈ નહિ સ્વીકારે....."

"પણ તમે તો સ્વીકારશોને સર ?"

"ના...એ સ્વીકાર મારાથી પણ નહિ થઈ શકે."

"તમે આ શુ કહો છો સર!" માધવીએ એકદમ ચહેરો ઊંચક્યો.

'-સાચું કહુ છું માધવી ! મારી જોડે રહેવા માટે તે જ વાત કહી એ હકીકતે તો અક્ષરે અક્ષર મારા મનની વાત પણ છે જ પણ..."

"પણ શુ ?"

"પણ મારા મનથી તું પ્રથમ વાસવી છે અને પછી માધવી છે."

"વાસવી ? વાસવી કોણ ?"

ગુપ્તા ઈઝીચેર પર બેસી ગયો. માધવી સામે ટગર ટગર જોઈ રહ્યો. માધવીને સમજાયુ નહિ, ગુપ્તાને આ શું થઈ ગયુ !

ગુપ્તાએ ધીમે ધીમે પણ સંપૂર્ણ વિગતથી માધવીને વાસવીની ઓળખાણ આપવા માંડી. માધવી આંખ પહોળી કરીને સાંભળી રહી.

ગુપ્તાએ જ્યારે બોલવાનુ પૂરું કર્યું ત્યારે એને થયું. થોડી મિનિટો પહેલા જે ગુપ્તા હતો એ કરતાં અત્યારે શ્વસતો હતો એ ગુપ્તા કંઈક જુદો જ હતો! વચ્ચેની થોડીક મિનિટો, શબ્દોના સથવારે જાતને પીંખીને હવામાં ફંગોળતો ગુપ્તા વળી ત્રીજી વ્યક્તિ હતી! વરસોથી અંતરમાં ધરબાયેલી વાત જાણે કે એની તમામ તાકાતથી જાગી ગઈ હતી! ગુપ્તાના અણુએ અણુથી એકેક વાસવી પ્રગટી ચૂકી હતી! માધવી એના શબ્દોને જાણે કે સાંભળતી નહોતી, શબ્દોને જોતી હતી! વાત પૂરી થઈ ત્યારે ગુપ્તા જાણે કે હવામાં તરતો હોય એવી વિચિત્ર હળવાશને ફેફસાંમાં ભરી રહ્યો!

પણ માધવીના ચહેરા પર ભાવશૂન્યતાનો એક જબરદસ્ત લપેડો લાગી ગયો હતો! એમાંય ગુપ્તનું પેલું મંત્ર વાક્ય–મારે મન તું સહુ પ્રથમ વાસવી છે–માધવી, મારે મન તું માધવી નથી. વાસવી છે. માત્ર વાસવી!

શબ્દોનું આખુંય પૂર સમી ગયું ત્યારે ય ગુપ્તાના આ શબ્દો

માધવીના આખાય અસ્તિત્વ ઉપર એકધારા ટીપાયા કર્યો. એની નજર સામે શ્યામનારાયણ ગુપ્તા હતો. એના ગુપ્તા સર! એના કાનમાં રેડાતા શબ્દો હતા વાસવી, વાસવી, વાસવી!

ઓરડામાં ક્યાંય લગી સન્નાટો વ્યાપી ગયો. સામસામે બેઠેલી બે જીવંત વ્યક્તિઓ પરસ્પરની નજરને જીરવી શકતી ન હોય એમ આડું જોઈ રહી.

ઘડી પછી માધવીનો આકાર સળવળ્યો. એ ઊભી થઈ. કશુંય બોલ્યા વિના એણે વસ્ત્રો ખંખેર્યાં. પછી અકારણ ચહેરો લૂછ્યો. ગુપ્તા ચહેરો ઉઠાવીને એની સામે જુએ એ પહેલાં એણે પીઠ ફેરવી.

"ક્યાં જાય છે માધવી?" જાણે શબ્દનું ગળું ઘુંટાતું હોય એમ ગુપ્તા હળવેકથી બોલ્યો.

"હોસ્ટેલમાં." કહેતાં માધવીએ પગ ઉપાડ્યો.

"માધવી!"

"હં." માધવી ચહેરો ફેરવ્યા વિના અટકી.

ગુપ્તા કશું ન બોલ્યો.

માધવી ઘડીક ઊભી રહી. હાથ લંબાવીને એણે દરવાજાનો ટેકો લીધો. પછી બહાર નીકળી ગઈ.

*

માધવી પાછી ફરી છે અને એની માતા મૃત્યુ પામી છે એ ખબર હોસ્ટેલમાં ફરી વળ્યા કે તરત જ માધવી સહુ સહાધ્યાયિનીઓથી વીંટળાઈ ગઈ. સાંત્વના અને સહાનુભૂતિના શબ્દોનો

ઢગલો થવા માંડયો. માધવીના ચહેરા પર ખડકાયેલી ભાવશૂન્યતા એ એની માતાના મરણની વેદના છે એવું સમજીને બે-ચાર છોકરી-ઓએ તો એને કહ્યું ય ખરું "માધવી! આજની રાત તું મારી જોડે સૂઇ જજે! તને એકલા એકલા–'

એણે ધરાર ના પાડી દીધી. એને એકલાં પડવું હતું- સાવ એકલાં! આ બધાંથી છૂટા થતાં ખાસ્સી વાર લાગી. જેવી એકલી પડી કે તરત જ દરવાજો બંધ કરીને એ પથારીમાં પડી. અત્યાર લગી કોરીધાકોર લાગતી એની આંખ ચૂવા માંડી. ભાવશૂન્યતામાં ઝબોળાયેલો લાગતો એનો ચહેરો અપરંપાર ભાવોથી નીતરવા માંડયો. છેલ્લા થોડાક દિવસોથી એને કેવા કેવા અનુભવો થતા હતા! કમલ.. શ્યામાનારાયણ ગુપ્તા...એની માતા. .એ પોતે ..આ બધુંય કેવું ચકડોળે ચડયું હતું! હજુ થોડાક મહિના પહેલાં જ એ કમલની પ્રેયસી હતી. નિતાંત પ્રેમિકા! એ ઉછળતી, તેજીલી, તોખી વિદ્યાર્થીની હતી! કોલેજ, કમલ અને..અને..આ આખીય દુનિયા..કેવું ભર્યું ભર્યું હતું આ બધું! બહુ ટૂંકા ગાળામાં કેવું કેવું બની ગયું હતું! અને જે કંઈ બની ગયું હતું એ હજુ પૂરું પણ ક્યાં થયું હતું! હજુ કદાચ ઘણું બનવાનું બાકી હતું! બનાવોનો ભાર એના પર એવી રીતે ઠલવાયે જતો હતો કે એની બીજા કોઈનેય કશી ખબર નહોતી! જેની ખબર બીજાઓને હતી એ કરતાં કેટલું બધું માધવી અંતરમાં ગોપિત કરીને બેઠી હતી.

કમલ પાછળ એ મુગ્ધ હતી. કદાચ ગાંડી હતી! એજ કમલને એણે છંછેડાઈને તરછોડી નાખ્યો હતો! કમલે એની વાત સ્વીકારી હતી– એ માધવી જોડે લગ્ન કરી લેવા તૈયાર થયો હતો! આમ છતાં આ બધુંય એ ગુપ્તાસરના કહેવાથી કરતો હતો! આમાં

વચ્ચે ઊભેલી માધવી એના માટે ગૌણ હતી! એક આટલીક અમથી વાતથી છંછેડાઈ ને જીવતરને હવામાં ફંગોળી દેનારી તીખી અને તેજીલી માધવી જાણે કે સ્તબ્ધ થઈ ગઈ હતી! એની તીખાશ, એનુ તેજ બધુ ય અલોપ થઈ ગયુ હોય. એમ એ કારમી અસહાયતા અનુભવી રહી હતી. માતાના મરણ વખતે અનુભવી હતી એ કરતાં ય વિશેષ કારમી અસહાયતા જાણે એના ફરતી વીંટળાઈ વળી!

ગુપ્તા પાસે પહેલી જ વાર એ ગઈ એ ક્ષણ એને યાદ આવી. એકાદ વરસ પહેલાં, વર્ગમાં અંગ્રેજી શબ્દોની એકધારી ઝડીમાર કરનાર પ્રોફેસર કરતા ત્યારે એને ગુપ્તા જુદા જ લાગ્યા હતા! ઘરના સાદા પોષાકમાં ચિરૂટ ફુંકતા ગુપ્તાની આંખ એના ચશ્માના કાચની આરપાર થઈ ને માધવી પર મંડાઈ ત્યારે જ માધવીને થયેલું–કેવી સરસ નજરે જુએ છે આ માનવી! એને એ અવશ્ય સહાય કરશે.. એનુ કોકડુ ગુંચવાતુ રોકી દેશે...કમલને સમજાવશે! ગુપ્તા જોડે એ કેવી રીતે વાતની શરૂઆત કરશે એ જબરદસ્ત મુંઝવણ જાણે કે ગુપ્તાની હાજરી માત્રથી ઘડીમાં ઓગળી ગઈ હતી! ગુપ્તાએ જે રીતે એની જોડે વાત કરવા માંડી હતી...જે આત્મીયતાથી એનામાં રસ લેવા માંડ્યો હતો.. માધવી જાણે કે એ આત્મીયતાના ભાર નીચે એક અસહ્ય લાગે એવી હળવાશ સતત અનુભવી રહી હતી! એમાંય જ્યારે ગુપ્તાએ એના માથા પર હાથ મૂકીને એને સધિયારો આપ્યો ત્યારે તો એને થયુ, હવે કશી જ ચિંતા કરવાની જરૂર નથી! ગુપ્તાસર બધુ જ ઠીકઠાક કરી દેશે!

આજ લગીના જીવતરમાં માધવી માત્ર એક જ પુરૂષના સ્પર્શથી પરિચિત હતી. એ પુરૂષ હતો કમલ! આજે એક બીજા પુરૂષે એના અંગોને આટલા નિકટથી સ્પર્શ્યાં હતા! એનુ મસ્તક... એનો ખભો... એની પીઠ... આ બધાં ઉપર ગુપ્તાએ હાથ ફેરવ્યો

હતો ! આ બીજો સ્પર્શ... ગુપ્તાનો જરાક જાડો, ખરછટ પણ હુંફાળો લાગતો હાથ.. માધવીને ત્યારે જ થયેલુ. આજ લગી વાર્તાઓમાં વાંચ્યુ હતુ ક્યાંક ક્યાંક ફિલ્મોમાં પણ જોયું હતું - દુ:ખયારી દીકરી બાપને આગણે આવે અને બાપ જે રીતે એ પુત્રીને છાતીએ વળગાડે—

માધવીને ત્યારે એના પિતા યાદ આવ્યા હતા ! એના પિતા જો આજે જીવતા હોત તો કદાચ એણેય ગુપ્તાની માફક જ માધવીના શરીર પર હાથ ફેરવીને એને સાંત્વન આપ્યુ હોત ! પિતાને એણે કદી નહોતા જોયા. એના સ્મૃતિપટ પર પિતા એક કલ્પના માત્ર હતા ! જેમ જેમ એ ઝડપભેર ગુપ્તાના પરિચયમાં આવતી ગઈ– ગુપ્તા જોડેની મુલાકાતો ઉપરાઉપરી થતી ગઈ. પિતા વિષેની એની કલ્પના વધુ ને વધુ દ્રઢ બનતી ગઈ ! એ જાણતી હતી, માતા ગામડી વાતાવરણમા આજીવન ગાળી ચૂકેલી એક ભોળી સ્ત્રી હતી ! એની માન્યતાઓ, એના વિચારો, પુત્રીને સમજવાની એની શક્તિ આ બધુ ઘણુ ઘણુ મર્યાદિત હતુ ! માધવી જ્યારે માતાને મળવા જતી ત્યારે ય ઘણુ ખરૂં એને માનસિક એકલતા લાગતી ! છેલ્લા પાચ છ વરસથી એ માતાથી દૂર હોસ્ટેલમા રહીને ભણતી હતી ! એનો માનસિક વિકાસ માતાની સોબતમાં સખ્ય ઝખતો. એ એને સાંપડતુ નહી ! આ અજંપો જો કે ક્ષણિક નીવડતો આમ છતાં આવી ક્ષણો અવારનવાર આવતી. માધવીને ઉણપની આ પળોમાં પિતા સાંભરતાં .. એના પિતા જો આજે જીવતા હોત તો કદાચ-

અને એજ ગુપ્તાસર આજે એને કહેતા હતા- 'તું માધવી નથી મારા મનથી તુ વાસવી છે ! વાસવી, માત્ર વાસવી !

ઓહ !

માધવીએ માથા પર જોરથી ઓશીકુ દબાવી દીધુ.

શુ બચ્યુ હતું એના જીવનમાં હવે ! એની બધીય અકાંક્ષાઓ એકી સાથે કેટલી ઝડપથી આકાર લઇને એટલી જ ઝડપથી નિરાકાર થઇ ગઈ હતી !

અને આમ છતાં ગુપ્તાના સાનિધ્યમાં એ હળવાશ કેમ અનુભવતી હતી ? ગુપ્તા જોડેની પેલી સહુ પ્રથમ મુલાકાતથી માંડીને હજુ થોડા કલાક પહેલા ગુપ્તાએ એને કહેલી વાત લગીની તમામ પળો માધવી આંખ મીચીને જોઈ રહી ! એ બધી પળે એને શા માટે ગમતી હતી ? સિગરેટ ચૂસતા ગુપ્તાનો ચહેરો એની સામે તાકી રહ્યો હોય એવુ એને કેમ લાગતુ હતુ ?

અચાનક માધવી ધ્રૂજી ઉઠી. એને યાદ આવ્યુ. એ ચહેરો અને એ નજર તો વાસવીને જોઈ રહ્યાં હતા માધવીને નહી ! એ વાસવીને કે જે વાસવી સામે એક શ્યામ હતો શ્યામ સામે એક વાસવી હતી ! અપરપાર શબ્દો હતા અને તો ય અશબ્દ ખામોશીનો સુમાર નહોતો.

એ ઘડીભર વાસવીની જગાએ પોતાની જાતને કલ્પી રહી ! સામે મંડાયેલી નજર—

માધવીને થયુ એ નજર ગુપ્તાની નહોતી· કમલની હતી ! કમલની નજર એની સામે મંડાતી ત્યારે ય—

પણ હવે કમલ નહોતો ! કમલ પાસે જવાના તમામ માર્ગો દેવાઇ ચૂકયા હતા ! એ હવે ત્યાં જવા ઇચ્છતી પણ નહોતી ! હવે તો એની સામે મંડાએલી નજર હતી શ્યામનારાયણ ગુપ્તાની !

એના ગુપ્તાસરની! એના મનોપ્રદેશમાં ધટ્ટ આકાર લઈને બેઠેલી પિતાની એક કાલ્પનિક છબીની! સમજણી થઈ ત્યારથી મનમાં જે છબી હમેશાં દોરાયા કરતી હતી એવી એક છબી.. એના અંતરની આ નિરાકાર લાગણી એક બાજુને જ્યારે નરી આંખે દેખાય એવો એક આકાર સાંપડયો ત્યારે હવે–

માધવીને થયું– ઘટ્ટ અંધારામાં ઓરડાની ચારેય દીવાલો એની નજીક સરકી રહી હતી! માથા પર ઝળુમતી છત નીચે ધસી આવતી હતી! આ બધાં વચ્ચે માધવી ચગદાઈ રહી હતી– ભીંસાઈ રહી હતી! એને જોરથી ચીસ પાડવાનું મન થયું!

માધવી એકદમ ઊભી થઈ! બત્તી ચાલુ કરી. અજવાળાથી ઓરડો ભરાઈ ગયો, એને કૈંક રાહત લાગી. પાણી પીધું. પછી ખુરશી પર બેસી ગઈ.

એણે આજે ગુપ્તાને કહી દીધું હતું– એનાથી કહેવાઈ ગયું હતું– સર! મને તમારી જોડે થોડા દિવસ રહેવા દો! અને ગુપ્તાએ એને કહી દીધું હતું– માધવી! હું તને હમેશ માટે મારી જોડે રાખવા માગું છું!

સાથે રહેવાની ઝંખના બન્ને છેડે હતી એક સરખી હતી! અને આમ છતાં સામ સામે છેડે ઊભી ઊભી તરફડતી આ બેઉ ઝંખનાઓ–

પરસેવે રેબઝેબ થઈ ગઈ ત્યાં લગી માધવી આંખ મીંચીને બેસી રહી એના લમણાંની નસો ફુલી ગઈ! ગુપ્તાએ કહ્યું હતું એ રીતે એ એના જોડે રહે–માધવીનાથી વાસવી બની જાય! અને પછી એ ગુપ્તાની સામે નજર માંડે ત્યારે—

ત્યારે શો ફરક પડવાનો હતો? એની નજર સામે જે ગુપ્તા સર પહેલી મુલાકાત વખતે હતા એ જ ગુપ્તાસર એના પૂરતા તો એવા ને એવાજ રહેવાના હતા! એ ક્યારેય ગુપ્તા સામે વાસવીની નજરથી જોઈ શકે એમ હતી જ નહીં! સામે છેડે ગુપ્તા એની સામે માત્ર શ્યામ બનીને જ તાકી રહેતો હતો!

અને આમ છતાં ગુપ્તાની હાજરી માધવીને કેમ ગમતી હતી! ગુપ્તા સાથે રહેવાની જે ઈચ્છા એણે પ્રગટ કરી હતી એ ઈચ્છા સહેજે ય નંદવાતી કેમ નહોતી? એને થયું જે આકારને એ ઝંખતી હતી એ આકાર એને સાંપડયો હતો! અને પેલો આકાર જેને ઝંખતો હતો એવુ કંઇક એનેય સાંપડયું હતુ! બેઉની વરસોની ઝંખનાઓ એકાકાર થઈ ગઈ હતી! પછી આ બધી તીવ્ર વેદના અને આક્રોશ વલોપાત શા માટે?

શા માટે એ ગુપ્તા સરને હમેશ માટે એનાં પોતીકા માનવી બનાવી ન શકે? ગુપ્તાને મન એ વાસવી હતી- છો રહી! એને મન તો એ ગુપ્તા સર જ હતા! એના પિતા જેવા પ્રેમાળ, હૂંફાળા!

અને આમ કરવા જતાં માધવીને વાસવી બનવું પડતું હોય તોય શુ? વાસવી બન્યા પછી માધવી ઓછીજ મટી જવાની હતી? એ ગુપ્તાની વાસવી બની રહે—ગુપ્તા, માધવીના ગુપ્તાસર બની રહે—ચહેરાઓની આ અદલાબદલી ભેળસેળ— ઉપરાઉપરી છવાયેલા લાગતા ચહેરાઓની આ જબરી ગુંચ— આ બધુ બન્યા પછીય માધવી નરી માધવી રહેતી હતી! ગુપ્તા નર્યો શ્યામનારાયણ ગુપ્તા રહેતો હતો! સામસામે ચહેરાઓ ઉપર અંકાતી જે રેખાઓ નજરે પડતી હતી એ તો બન્નેની પોતપોતાની હતી! રેખાઓની એક

આટલીક અમથી વાતમાં, વરસોની અતૃપ્તિને આધાર મળતો હોય તો શા માટે એ બધું જતુ કરવું ?

માધવી ઊભી થઈ. ચહેરા પર ઠંડુ પાણી છાંટીને એણે મો ધોયુ. ટેબલ પર પડેલા અરીસામા એને એકાએક પોતાનો ચહેરો દેખાયો. દીવાલ પર લટકતી તસવીરમા દેખાતી માધવીના ચહેરા કરતા આ અરીસાનો ચહેરો કેવો જુદો દેખાતો હતો ! એના હોઠ સહેજ મલકાયા. વિખરાએલા કોરા વાળ પર એણે હાથ ફેરવ્યો. પછી અકારણ જ એણે કાસકો વાળમાં ફેરવીને વાળ સરખા કર્યા.

બહાર ગેલરીમાં ઊભા રહીને એણે આકાશ સામે જોવા માંડ્યુ. ડુંગરાની પાછળ ઉગેલા ચંદ્રના પ્રકાશથી અંધારુ ઓગળી રહ્યું હતુ.

# ૧૧

હળવાશની ક્ષણિક લાગણીઓ જેવી પુરી થઈ અને માધવીએ પીઠ ફેરવી એવો જ ગુપ્તાના મનમાં પણ અશીન ગુંચવાડો વ્યાપી ગયો હતો. માધવીની પીઠ નજરે પડી ત્યાં લગી એ કાષ્ઠ પ્રતિમાની જેમ એને જોઈ રહ્યો. મનમાં થયુ - એ માધવીને બૂમ મારીને પાછી બોલાવે ! પોતે શું બોલી ગયો હતો એનું જાણે હવે જ એને ભાન થયું !

માધવી દેખાતી બંધ થઈ એવો એ ઈઝિચેરમા બેસી ગયો. ટિપોઈ પર પડેલા ડબ્બામાંથી ચિરૂટ લેવાનુ એને મન થયું. અને તોય જાણે હાથ સળવળ્યા જ નહી ! માધવી પાસે પોતે કેવુ કેવું બોલી ગયો ! ક્યાંય કદી પ્રગટ ન થયેલું અંતરના સાત પડના પેટાળમાં દટાયેલું રહસ્ય કેવા જોશભેર પ્રગટ થઈ ગયુ ! માધવીને એ હજુ પૂરો ઓળખતો પણ નહોતો ! માંડ થોડા દિવસનો પરિચય ! આ પરિચયની પળોમાં માધવીની ખુદની યોજના સિવાય બીજી એકેય વાત કદી નથી થઈ ! એને જોતાંવેંત ગુપ્તાના મનમાં વાસના તાજી થઈ ગઈ હતી એ વાત સાચી પણ એમાંય માધવીએ જ્યારે એને કહ્યું— મને તમારી સાથે રહેવા દો સર ! ત્યારે ગુપ્તા માટે જીરવવુ અસહ્ય થઈ ગયુ હતુ ! વખતોવખત ગળા લગી આવેલી વાત આ ક્ષણે ગળાની બહાર ઢોળાઈ જ ગઈ !

પણ– ગુપ્તા વિચારે ચડી ગયો માધવી માટે એના મનમાં, વાસવી માટે ઉછળેલી પણ એણે કચડી નાખેલી લાગણીનો પ્રવાહ વહેતો હતો એ વાત સાચી. એને આ રીતે આ ક્ષણે વ્યક્ત કરી દેવામાં ક્યાંક અજુગતુ તો નહોતુ થયું ? માધવીને એ પૂરી જાણતો નહોતો. માધવી નાદાન હતી. એની ઉપર થોડા સમયમાં જે વીત્યુ છે એનો ભાર અસહ્ય હતો. એમાં પોતે આવુ કહી દીધુ .. એમાંય માધવી તો ગુપ્તાને એના પિતા સમજતી હતી ! શી હાલત થઈ હશે એના મનની ! એના માટે આ જીરવવુ આકરૂ થઈ જાય અને ક્યાંક નાદાનિયત આચરી બેસે... કશુ ક ન કરવા જેવું કરી બેસે...

પોતે તો સમજદાર હતો ! લાગણીઓના અપરંપાર બોજાને કચડીને જીભ સીવી લેવી એના માટે અશક્ય નહોતુ. એણે શા માટે ઉતાવળ કરી ? શા માટે .. શા માટે... ગોપિત રહેલા રહસ્યને છતુ કર્યું ? હવે માધવી એનાથી મોં ફેરવી લે .. એનો તિરસ્કાર કરે... કદાચ એના વિષે એલફેલ બોલવા માંડે ..એવુ કંઈક બની બેસે તો ગુપ્તાની હાલત કેવી કફોડી થઈ જાય !

પણ આ તો ધડીક જ ! ઘડી પછી ગુપ્તાની સ્વસ્થતા પાછી વળી ત્યારે એણે સિગરેટ સળગાવી ! સિગરેટના ધૂમાડા સામે એ જોઈ રહ્યો ! જે સ્પંદનોને શબ્દદેહ આપીને વ્યક્ત કરવા એ જીંદગી આખી શોષાયો હતો એ બધુય હવે વ્યક્ત થઈ ગયું હતુ ! અને ઊર્મિઓનો આ આવિષ્કાર એકવાર પ્રગટ થઈ ગયા પછી હવે ચારેય બાજુથી એના તન અને મન પર સવાર થઈ ગયો હતો ! અત્યાર લગી આસાનીથી જીરવાયેલી વાસવીની સ્મૃતિ હવે એની સહસ્ત્રમૂજાઓ પ્રસારીને ગુપ્તાને ચગદી રહી-ભીંસી રહી.

* * *

બીજે દિવસે કૉલેજ બંધ હતી. ગુપ્તા ખૂબ મોડો ઉઠયો. આગલી સાંજનો ભાર ઠીક ઠીક હળવો થઈ ગયો હતો. ચાના બે કપ પેટમાં ઠાલવ્યા પછી એણે સિગરેટ સળગાવી. તાજા આવેલા અખબાર ઉપર નજર ફેરવતો હતો ત્યાં કામવાળી બાઈ આવી પહોંચી. ઓરડાના દિદાર અને ગુપ્તાના ચહેરા સામે ઘડીક જોઈ રહી. ખૂણામાં પડેલું ટિફિન આગલી રાતે ઉઘડયું જ નહોતું એય એણે જોયુ, પછી હળવેકથી બોલી, " હે માસ્તરસાહેબ ! તમારા મુલકમાં સહુ સાજાંનરવાં તો છે ને ? "

ગુપ્તા ચમકયો. બોલ્યો, " મારા મુલકમાં ? મારો મુલક તો આ જ છે ! "

" ઈ ખરું, પણ તો ય તમારી જનમભોમકા કોક વાર સાંભરે કે એવું કાંક... "

" એવું કંઈ નથી. " ગુપ્તાએ વાત ટુંકાવી દીધી.

" હ ... " બાઈ ઘડીક ઊભી રહી. પછી શિખામણ આપતી હોય એમ બોલી : " આમને આમ કાંઈ જીંદગી આખી થોડું નભાશે માસ્તર ? મારું માનો તો કાંક ઠરીઠામ થઈ જાઓ તો હજીયે– "

" અત્યારે તને ઠરીઠામ નથી લાગતો ? " ગુપ્તાને જરા ગમ્મત પડી.

" બળ્યુ આ કાંઈ ઠરી-ઠામ કેવાતું હશે ? "

" તુ જે ઠરવાનું કહે છે એ ઠરવાની મારી ઉમર તો કયારની પૂરી થઈ ગઈ. "

"હોય કોઈ ! આદમી માણસને વળી ઉંમર કેવી ?" અને પછી અચાનક કશુંક વધુ પડતું બોલાઈ ગયાનો ખ્યાલ આવી ગયો હોય એમ પીઠ ફેરવીને અંદરના ખંડમાં ચાલી ગઈ. ગુપ્તાના હોઠ અછડતું મલકી રહ્યા. એણે દાઢી કરવા અરીસો હાથમાં લીધો. અરીસામાં એ પોતાનો ચહેરો જોઈ રહ્યો. રોજ સવારે જોતો હતો. એ જ ચહેરો.. આજે એ ચહેરો એને કંઈક જુદો લાગ્યો. એને થયું, કામવાળીની વાત કંઈ સાવ નાખી દેવા જેવી તો નહોતી જ. લગભગ સાડાચાર દશકાના લપેડા એના ચહેરા પર લાગેલા છે એવું મુદ્દલ લાગતું નહોતું !

* * *

બપોરે એની આંખ જરાક મળી ગઈ ત્યારે કૉલબેલની તીણી ચિચિયારીથી એ જાગી ગયો દરવાજો ખોલીને જોયું તો બહાર માધવી ઊભી હતી. ગુપ્તાના હોઠ અને આંખ બેઉ હસી પડયાં. માધવી આજે સાવ જુદી જ લાગતી હતી. એના વાળ એના વસ્ત્રો, એનો ચહેરો બધું ય સુઘડ અને પ્રફુલ્લ-પ્રસન્ન લાગતું હતું. જમણા કાંડે બંગડીઓનો ખડકલો અને ડાબા કાંડે નાનકડું ઘડિયાળ.. કોણી સુધી લંબાયેલું બ્લાઉઝ અને હાથમાં સૂટ-કેસ હતી ! લાંબા વાળમાં સફેદ ફૂલ ભેરવ્યું હતું ?

"આ શું માધવી ?" આવકારવાને બદલે ગુપ્તાથી આશ્ચર્ય વ્યક્ત થઈ ગયું !

"ઓળખાણ નથી પડતી કે શું ?"

"પડે છે અને નથી ય પડતી"

"તો પછી હું પાછી જાઉં ?"

"પાછા જવું હતું તો આવી જ શા માટે ?"

"મને એમ કે તમે મને ઓળખો જ છો."

"ઓળખું છુ માધવી .. તારી ઉમર જેટલા વરસોથી કદાચ હું તને ઓળખું છુ."

"એટલે જ આવકારવાને બદલે દરવાજે રોકી રાખી છે !"

ગુપ્તાને એકાએક ખ્યાલ આવ્યો હજુ માધવી દરવાજામાં જ ઊભી હતી. ઉબરામાં એ માર્ગ રોકીને ઊભો હતો ! એ હસી પડયો. માધવી અંદર આવી. હાથમાંની સૂટકેસને નીચે મુકીને એણે આસ-પાસ જોયુ. પછી સોફા પર બેસી ગઇ માધવીના વર્તનમાં દેખાઈ આવતી ભિન્નતા ગુપ્તાને અજબ લાગી. એના હાથમાંની સુટકેસ જોઈને ગુપ્તાને વિશેષ નવાઈ લાગી. એક શ્વાસભર એના ફેફસામાં અજબ ઠંડક ફરી વળી તો શુ માધવી આજથી-અત્યારથી જ એની જોડે રહેવા માટે આવી ગઈ હતી કે શુ ' સુટકેસ તરફ નજર નોંધી રાખીને એણે ધીમેથી પૂછ્યુ "આ શુ માધવી ? '

માધવી ગુપ્તાની મુંઝવણ સમજી ગઈ હોય એમ મલકી. પછી બોલી "એ મારો સામાન છે."

"એટલે કે..એટલે કે .."

"એટલે કે ગઈકાલે જ મે તમને કહ્યુ હતું એ મુજબ હું અહી રહેવા આવી છુ."

"માધવી !" ગુપ્તાનો અવાજ ઊચો થઈ ગયો.

માધવી નિરૂત્તર રહી.

"માધવી–" આગળ વધીને ગુપ્તા માધવીની સામે ઊભો રહ્યો. "મારી જોડે રહેવાનો અર્થ–"

"એ અર્થ વિસ્તારપૂર્વક તમે કાલે જ કહી ચૂકયા છો."

ગુપ્તાને થયુ. માધવી રાતોરાત ઘણી બદલાઇ ગઇ હતી! ગઇકાલ લગી વાત વાતમાં દ્રવી ઉઠતી, ગુપ્તા સર પાસે સહાયની યાચના કરતી માધવી કયાંક અલોપ થઇ ગઇ હતી!

"હજુય તમને શક છે? જે નજરે પડે છે એના પર વિશ્વાસ નથી બેસતો?"

"એમ ઝટ કરતો વિશ્વાસ બેસે ય કેવી રીતે માધવી? આટલા વરસો લગી જે ઝંખના સુકાઇ સુકાઇને ઠૂંઠું થઇ ગઇ હતી એ આમ રાતોરાત લીલી કુંજાર થઇને ફોળી ઉઠી એ વાત ગળે ઉતારતાં મુશ્કેલી તો પડે જ ને?"

માધવી હસી પડી. બોલી. "મારે ય એજ કહેવાનુ છે, પણ..."

"પણ શુ?"

"એમાં એક વાત ઉમેરવાનીય છે."

ગુપ્તા જોઇ રહ્યો.

"અને તમારે મારી એક આટલીક વાત સ્વીકારવી પણ પડશે."

ગુપ્તાને આશ્ચર્ય થયું. માધવીના સ્વરમાં આવો રણકો ક્યાંથી આવ્યો? એ ગુપ્તાને આજ્ઞા કરતી હતી?

"હું અહીં રહુ એનો અર્થ—"

"એનો અર્થ એ જ કે તુ માધવી મટીને શ્યામનારાયણની વાસવી બનશે"

"કબૂલ !" માધવી સ્વસ્થતાથી બોલી. "શ્યામનારાયણ માટે માધવી, વાસવી બની જશે. પણ માધવી માટે તો શ્યામનારાયણ, ગુપ્તા સર જ બની રહેશે ! બોલો, તમારાથી એ બનશે ?"

ગુપ્તા એકદમ સોફા પર બેસી ગયો. માધવીની લગોલગ. માધવી આ શુ કહેતી હતી ? માધવી વાસવી બનશે અને માધવી ય રહેશે ! ગુપ્તા વાસવીનો શ્યામ અને માધવીનો ગુપ્તાસર બેઉ બની રહેશે ! સંબધોની આ સેળભેળ.. એક આહ્લાદક લાગે એવો જબરદસ્ત ગુંચવાડો...

"સર !" માધવી ગુપ્તાના પગ પાસે બેસી ગઈ. "તમે ..તમે મારા મનમાં પહેલેથી જ એક સ્વસ્થ પ્રતિમાનો આકાર ધરીને બેઠા છો. મારા મનમાં એને એમને એમ રહેવા દો .. ઘણા વરસે મને એ પ્રતિમા મળી છે- હું એને ખોવા નથી માગતી- એને ખંડિત પણ નથી થવા દેવી..."

"માધવી." ગુપ્તાએ માધવીની હડપચી પર હાથ મૂકીને ચહેરો ઊંચકયો. "તારીએ પ્રતિમાને અખંડ રાખવા જેટલી કિંમત ચૂકવતા મારા મનની પ્રતિમા મને સાંપડતી હોય તો મને બધુંય કબૂલ છે સબંધોના ગુંચવાડાની આ મીઠાશ આપણે સાથે મળીને માણીશું"

માધવીએ, ગુપ્તાના ખોળામાં માથું સંતાડી દીધુ. ગુપ્તાનો હાથ

એની પીઠ પર ફરતો રહ્યો. પછી એણે માધવીને ખભેથી પકડીને ઊંચી કરી. એના ચહેરા સામે જોઈ રહ્યો. વાસવી સામે જોતો હતો એમ જ.

"માધવી..." ગુપ્તા ધીમેથી બબડ્યો.

"માધવી નહીં... વાસવી કહો." માધવી આંખ મીંચીને બોલી.

"વાસવી! વાસવી!!" શ્યામનારાયણના અવાજમાં ભીનાશ ભળી ગઈ.

"શ્યામ..."

"ના...ગુપ્તાસર કહે માધવી."

"ગુપ્તાસર...!" માધવી ગુપ્તાને વળગી પડી.

ગુપ્તાને થયું- એ દિલ્હીમાં હતો! પૃથ્વીના ફ્લૅટમાં–

*

સાંજે ટિફિનવાળો છોકરો ટિફિન આપવા આવ્યો ત્યારે એનો 'માસ્તરસાહેબ'ના ઘરમાં નવતર મહેમાન જોઈને લગીક અટક્યો. પછી ગુપ્તા ભણી જોઈને બોલ્યો, "સાહેબ! મહેમાન માટે બીજું ભાણું લાવવાનું છે?"

ગુપ્તાએ માધવી સામે જોયું. માધવી આડું જોઈ ગઈ. ટિફિન-વાળાએ પાછું પૂછ્યું. "આજે કહો તો અબઘડી લઈ આવું...નહિ તો કાલે સવારે બે ભાણા."

"ના...ના ..રહેવા દે!" ગુપ્તાએ કહ્યું, "કશી જરૂર નથી"

"ભલે સાહેબ !" કહેતાં છોકરો ચાલ્યો ગયો. એના ગયા પછી ગુપ્તા એમને એમ બેસી રહ્યો. પછી બોલ્યો. "માધવી... આપણે થોડીક ગોઠવણ કરવી પડશે."

"આપણે નહી...તમારે...મારે તો તમારા કહેવા મુજબ કરવાનું રહે છે." માધવી મલકાતાં બોલી.

"ભલે એમ કહે !" ગુપ્તા પણ હસ્યો. "મે તને મુંબઈ જવા કહ્યુ જ હતું એ પ્રમાણે આપણે અહીંથી મુંબઈ ચાલ્યાં જઈએ, હવે આ રીતે અહી રહી શકાય એમ નથી. આ ટિફિનવાળાનો પ્રશ્ન આવતી કાલે ઘણાંનો પ્રશ્ન બની જશે. હુ બે ચાર દિવસમાં અહીની વ્યવસ્થા આટોપીને દિલ્હી જવા માટે રજા લેતો હોઉં એમ ગોઠવુ છુ. આ દરમ્યાન તુ હોસ્ટેલમાં ચાલી જા..." ગુપ્તા ઝડપભેર યોજના વિચારવા માંડ્યો. એનુ મગજ તીવ્ર ગતિએ ચાલવા માંડ્યું.

"હોસ્ટેલમાં ?"

"હા, હોસ્ટેલમાં," ગુપ્તાએ માધવીને સમજાવવા માંડી. "અહીંથી રજા મેળવીને હુ મુંબઈની બે ટિકિટો લઈ આવીશ. દરમ્યાન અશેષને પત્ર લખીને આપણા આગમનની જાણ કરી દઈશ. અહીથી ટ્રેન પકડીશ અને તારે આગલા સ્ટેશનેથી મારી સાથે થઈ જવાનુ..."

"સર..."

"નહી ...શ્યામ કહે.. "ગુપ્તા હસી પડ્યો. "થોડુક વિચિત્ર લાગે છે. હિન્દી ફિલ્મના કથાનક જેવુ ખરું...પણ અહીંથી એકી સાથે બેસવાથી ઊભા થતા જોખમોને નિવારવા થોડીક સાવચેતી રાખીએ એ સારૂ છે."

"તમે ઘણુ જલદી વિચારી શકો છો."

"આપણે પરસ્પરને એટલાં મોડાં મળ્યાં છીએ કે હવે બાકીનું બધું ય ઉતાવળે વિચાર્યા વિના છૂટકો નથી." ગુપ્તાએ કહ્યું.

"અને એ મુજબ મારે અત્યારે જ પાછા હોસ્ટેલે જવાનું રહેશે."

"હા...જરૂર પૂરતાં બે જોડી કપડાં લઈને તું જતી રહે. ચોક્કસ ગાડી નક્કી થયેથી હુ તને ખબર આપીશ"

માધવી ઊભી થઈ, ગુપ્તા પણ ઊભો થયો. બેઉ જોઈ રહ્યાં.

ઘડીક પછી માધવી હોસ્ટેલે જતી રહી અને ગુપ્તાએ અશોકને પત્ર લખવા માંડયો.

ગુપ્તાને ખબર હતી જ.. વાર્ષિક પરીક્ષાઓ માથા પર ઝળુંબી રહી હતી અને એવા વખતે પોતાને રજા મેળવવી આસાન નહી હોય! વીસ વરસના કોલેજ જોડેના સબંધો પછી આજે એનું સ્થાન વાઈસ પ્રિન્સીપાલનું હતું, વળી આટલા વરસોથી વેકેશન દરમ્યાન પણ એ ભાગ્યે જ કશે ગયો હતો. ગુપ્તા સરને જવા ઠેકાણું ખાસ કોઈ હતુ નહીં એવું બધાં જાણતાં પણ હતાં. એ દિલ્હી તરફનો ક્યાંક રહેવાસી હતો એથી વિશેષ માહિતી કોલેજના દફતરે પણ નોંધાયેલી નહોતી.

એટલે ગુપ્તા આ ટાંકણે રજા પર જાય છે એવા ખબરથી સહુને આશ્ચર્ય થયું. આ આશ્ચર્ય આગળ વધીને તરેહ તરેહના પ્રશ્નો બનીને વીંટળાઇ વળે એ પહેલાં ગુપ્તાએ ઝડપથી બધુ આટોપવા માંડયુ હતુ. બેંકના ખાતાઓ એમને એમ ચાલુ રહેવા દઇને એણે ઘણીખરી રકમ સાથે લઇ લીધી. સાથે લેવા જેવી બીજી ચીજ હતી એનાં પુસ્તકો અને ફાઇલો. આ બધુય એણે સંકેલી લીધુ. મુબંઈની ગાડીમાં બે બર્થ પણ એણે રીઝર્વ કરાવી લીધી. ટિકિટો લઇને પાછાં ફરતાં એણે માધવીને મળીને બધુંય પાકું કરી લીધું.

જવાની આગલી રાત્રે ગુપ્તા અજબ વિમાસણ અનુભવી રહ્યો હતો. વીસ વરસ પહેલાં એક વહેલી સવારે એ દિલ્હી છોડીને આમ જ નાસ્યો હતો! આજે વીસ વરસ પછી ફરી એક વાર આ બધું છોડીને એ નાસી જતો હતો! વીસ વરસ પહેલાં વાસવી માટે જ એણે શહેર છોડ્યું હતું! વાસવીના જીવનમાં પોતે કદીય ફરીથી ડોકિયું ન કરી શકે એટલા માટે એણે જીંદગીનો રાહ ત્યારે બદલી નાખ્યો હતો. આજે વીસ વરસ પછી એ ફરી વાર વાસવી માટે જ શહેર છોડતો હતો—જીંદગીનો રાહ બદલી રહ્યો હતો! પણ આજે વાસવી પુનર્જન્મિત થઈને એની સાથે આવતી હતી! માધવીના રૂપે! વાસવીની જોડે નાસી જવાની જ્યારે ઉંમર હતી ત્યારે એ એકલો જ નાસી ગયો હતો—ચહેરો છૂપાવીને! હવે આજે દાઢીના વાળમાં ક્યાંક ક્યાંક સફેદાઈ દાખલ થઈ ચૂકી છે ત્યારે એ માધવીને ઉઠાવીને નાસી રહ્યો હતો!

ત્રણ ખંડનો એનો આ આવાસ જોડે ગુપ્તાને જાણે કે પોતીકું લાગવા માંડ્યું હતું! આ શહેર આ કૉલેજ આ અપરંપાર કુમળા કુમળા ચહેરાઓ આ બધુંય હવે ભૂલી જવાનું...

લાગણીઓની આ ભીની ભીની પળે ગુપ્તાને માધવી યાદ આવી. પોતે જો આવી ભીનાશથી તરબોળ થઈ ગયો છે તો માધવીને અત્યારે કેવું લાગતું હશે? હજુ થોડા કલાકો પહેલાં જ એણે માધવીને મળીને ટિકિટો આવી ગયાની વાત કહી ત્યારે ય એ કેવી સ્વસ્થતાથી જોઈ રહી હતી! માધવીનું આ પરિવર્તન ગુપ્તાને આશ્ચર્યચકિત કરી દેતું હતું.

મનોમન તો એ ઈચ્છતો હતો કે સ્ટેશન પર અને વળાવવા માટે કોઈ ન આવે તો સારું આમ છતાં એની ઈચ્છા મુજબ નહોતું

બન્યું । થોડાક મિત્રો સ્ટેશને આવ્યા ય ખરા. આ બધા જોડે સ્વાભાવિકતાથી વાતો કરતાં ગુપ્તાને ઠીક ઠીક મુશ્કેલી પડતી હતી. સ્વર થતા જાળવવા એને પ્રયત્નો કરવા પડ્યા. એમાંય એક ચબરાક નજર વાળા જ્યારે પૂછ્યું– 'અરે ! ગુપ્તા ! આજે તમારા સામાનમાં આ ત્રણ ચાર પેટીઓ, બેડીંગ આટલો બધો ભાર ક્યાં વેઢાર્યો ?" ત્યારે એનો જવાબ ગુપ્તાને નહોતો આવડ્યો ! એણે હસીને વાત ઉડાવી દીધી હતી !

નક્કી થયા મુજબ આગલા સ્ટેશનેથી માધવી એની જોડે થઇ ગઈ ! ગુપ્તાએ જોયું - માધવીના ચહેરા પર પણ અત્યારે અજબ ભાર કળાતો હતો ! એ જાણે કે ગુપ્તા સામે નજર નોંધતાય અકળાવી હતી ! અછડતું હસીને એણે એકવાર ગુપ્તા સામે જોયું અને પછી ચૂપચાપ બેસીને બારીમાંથી બહાર જોવા માંડી. કલાકો લગી એકધાર્યું બોલ્યા કરવા છતાંય શબ્દોને શોધવા જવા ન પડે એવી આવડતવાળા ગુપ્તાનેય પછી કોઈ શબ્દ જડતો ન હોય એમ મૂંગો રહ્યો !

થોડી વાર પછી આસપાસની બેઠકોમાં સૂવાની તૈયારી આરંભાઈ ત્યારે ગુપ્તાએ જોયું - રાત જામી ચૂકી હતી અને ગાડીએ વેગ પકડી લીધો હતો. એક પછી એક શહેરો પાછળ રહી જતા હતા અને નવાં નવાં સ્ટેશનો પસાર થયે જતા હતા ! માધવી હજુ ય ચૂપચાપ અંધારાને તાકી રહી હતી.

" માધવી ! " એણે ધીમેથી કહ્યું.

" હં." હલ્યા વિના માધવીએ હોંકારો ભણ્યો.

"રાત થઇ ગઈ છે ! હવે લંબાવીશું."

"હં!"

ગુપ્તાએ ઊભા થઈને બેડીંગ છોડ્યું. સામસામેની બેઉ બર્થ પર એણે ચાદર બિછાવી પછી હળવેકથી માધવીને ખભેથી સ્પર્શીને પૂછ્યું: "બહુ અસ્વસ્થ થઈ ગઈ છે માધવી?"

માધવીએ પહેલી જ વારે ઊંચે જોયું. સહેજ મ્લાન હસી. બોલી. "વિચારતી હતી–કેવું કેવું અણધાર્યું બની ગયું?"

"મુંબઈ પહોંચીને હજુ ઘણું ઘણું વિચારવાનું છે, અત્યારે સૂઈ જઈએ." કહેતાં ગુપ્તાએ માધવીને સહેજ ધક્કો માર્યો.

એક કહ્યાગરી છોકરીની જેમ માધવી સૂઈ ગઈ. શરીરનું એકેય અંગ બહાર ન દેખાય એમ ઠેઠ માથા લગી ઓઢી ગઈ. ગુપ્તાએ ચિરૂટ સળગાવી.

હલચલ હવે શાંત થઈ ગઈ હતી માથા પરની લાઈટો પણ બૂઝાઈ ગઈ હતી. પેસેજમાં બળતી ઝાંખી ભૂરી લાઈટ સિવાય બધું ય અધકચરૂ જંપી ગયું ત્યારે માધવીએ ચાદર ખસેડી. ઉભી થઈ. ગુપ્તા સુતો સુતો ચિરૂટ ચૂસતો હતો. ચાદર શરીર પર લપેટીને માધવી બારી પાસે બેસી ગઈ.

"ઊંઘ નથી આવતી માધવી?"

ગુપ્તાએ એની સામેની બારી પાસે બેસતાં ચિરૂટ બહાર ફેંકી દીધી.

માધવીએ ડોકું હલાવીને ના પાડી.

ફરીવાર બેઉ વચ્ચે ભારઝલ્લું મૌન ઝળુંબી રહ્યું.

"રાતભર આ રીતે બેસી રહેવાનું મન થાય છે." માધવી બોલી. એકલી એકલી બબડતી હોય એમ.

"મૂગા મૂગા?" ગુપ્તા બોલ્યો.

"ના... પણ... શબ્દો જડતા નથી." માધવી બોલી. પછી એકાએક ગુપ્તાના ચહેરા સામે જોઈને ઉમેર્યું' "શબ્દો સિવાય વાતો ન કરી શકાય સર?"

સર! ગુપ્તાને માધવીની સરળતા સ્પર્શી ગઈ "જરૂર કરી શકાય માધવી! પણ અત્યારે નહી! આ જાતનો આપણો ઉજાગરો આસપાસના મુસાફરોને ડિસ્ટર્બ કરશે.."

માધવીએ ઊંચે જોયું—આસપાસ જોયુ. સહુ ઊંઘતાં હતાં. એ ધીરેથી બોલતી હતી તોય એનો અવાજ પડઘાતો હોય એમ એને લાગ્યું. "આસપાસના લોકોએ આપણને ડિસ્ટર્બ કરતી વેળાએ આવું વિચાર્યું હોત તો—"

ગુપ્તા જોઈ રહ્યો. માધવી નીચું જોઇ ગઈ.

"તારી વાત સાચી છે માધવી! અહીં આપણે એકબીજાને ડિસ્ટર્બ કર્યા વિના કદાચ જીવી જ નથી શકતાં! કાં તો બીજાને ડિસ્ટર્બ કરો અથવા ખુદ ડિસ્ટર્બ થયાં કરો."

માધવીની આંખમાં એક ચમક આવી. પછી એ લાંબી થઈને સૂઇ ગઈ. આ વખતે એણે ચહેરો ઢાંકયો નહી.

*

બોમ્બે સેન્ટ્રલ સ્ટેશન પર અશેષ અને ગુલબદન બન્ને સામે

આવ્યાં હતાં. અસીમ ચહલપહલથી ઉભરાતા આ નગરને માધવી વિસ્ફા-રિત આંખે જોઈ રહી. વાતોડિયો અશેષ, માધવીનો જાણે કે જૂનો પરિચિત હોય એમ વાતો કરવા માંડયો હતો મેકસીમાં બદન વીંટા-ળેલી ગુલબદન સાવ નાનકડી અને નાજુક લાગતી હતી. માધવીની સખી હોય એમ એણે માધવીને પાસે લીધી.

ઓપેરાહાઉસ વિસ્તારની નવી બંધાયેલી એક બહુ માળી ગગન-ચુંબી ઇમારતના છઠ્ઠા માળે અશેષનો ફ્લેટ હતો અહીંની બાલ્કનીમાંથી સમુદ્રનો વલવલાટ સાફ દેખાતો હતો. નીચે, કોઈ જાદુઈ નગરી જેવું બધું નાનકડું અને ભાગમભાગ કરતું દેખાતું હતું. ચારેય બાજુ પથરાઈને પડેલી આસ્ફાલ્ટની સડકો પર ચીટકેલાં નાના નાના માણસો—

માધવીને વરસો પહેલાં વાંચેલી ગુલીવરની વાત યાદ આવી ગઈ!

થોડા કલાકોમાં જ માધવીને લાગ્યું કે અશેષ અને ગુલબદનની આ એક અજબ દુનિયા હતી! આ બેઉ પતિપત્ની હતાં, માત્ર મિત્રો હતાં કે પછી પરસ્પરનો સથવારો આપતાં બે સાથી માત્ર હતા? કે પછી આ બધુંય શ્રી-ઈન-વનની જેમ અહીં એકરૂપ થઇ ગયું હતું.

"ગુપ્તાજી! તમે બહુ નસીબદાર લાગો છો હો!" બપોરે ડાઇનીંગ ટેબલ પર બેઠાં બેઠાં અશેષે કહ્યું.

"નસીબદાર? હા, મિત્રો બાબતમાં હું નસીબદાર ખરો! તમારા જેવા મિત્રો—

"હું મિત્રોની વાત નથી કરતો .."

"તો પછી ?"

"માધવીબેન બહુ ઓછુ બોલે છે અને ઓછાબોલી પત્ની સાત જન્મના પુણ્ય એકઠા થયા હોય એ પુરુષને જ મળે છે એવું મેં ક્યાંક વાંચ્યું હતુ !" અશેષે ઠાવકાઈથી કહ્યુ.

ગુલબદન ખડખડાટ હસી પડી. ગુપ્તાએ બેળે બેળે હસવાનો પ્રયત્ન કર્યો તો ખરો પણ એના હાથમાંનો કોળિયો જરાક અટકી ગયો. એણે ઝડપથી માધવી સામે જોયુ. માધવી ચાવવું ભૂલીને આડું જોઈ ગઈ હતી.

"જુઓ માધવીબેન !" અશેષ બોલ્યો "આ ગુલ એટલુ બધું બોલ્યા કરે છે કે એને મૂગા રાખવા મારે પ્રયત્ન કરવો પડે છે. ગુપ્તાજીને મારાથી ઉલટી મથામણ કરવી પડતી હશે એમ લાગે છે"

આ વખતે માધવી સ્વસ્થ થઈને સહેજ હસી. બોલી. "એ તમે એમને જ પૂછો ને !"

"એમને પૂછવાની જરૂર નથી લાગતી. જુઓ. હું અર્ધી દુનિયા ફર્યો છુ અને તોય જરાય બદલાયો નથી એમ આ ગુલ માને છે ! હવે આ ગુપ્તાજી બાબતમાં ઉલટુ બન્યું છે. આજ લગી કેમેય નહીં બદલાયેલો માણસ તમારા પ્રતાપે રાતોરાત બદલાઈ ગયો એ કંઈ જેવુ તેવું ન કહેવાય."

"કોણ જાણે, મેં એમને બદલ્યા છે કે એમણે મને બદલી છે."

"માધવીબેન બિચારાં ગુપ્તાજીને બદલે એ વાતમાં કંઈ માત્ર નહીં હોં?" ગુણબદને વાતમાં ભાગ લેતાં કહ્યું, "આપણી જ વાત જુઓ ને! તમે મારું નામ સુધ્ધાં બદલી નાખ્યું છે!"

"તારું નામ બદલ્યું નથી–સુધાર્યું છે!'

"એ બધું એકનું એક જ!"

"સાવ એમ તો કેમ કહેવાય?"

ગુપ્તાએ કહ્યું, "સુધારવું એ તો રચનાત્મક કામ થયું... બદલવાની ક્રિયા હમેશાં રચનાત્મક ન હોય એવું ય બને!"

"શાબાશ પ્રોફેસર!" અશેષ ખુશ થઈને બોલ્યો.

જમીને ઉઠ્યાં ત્યારે માધવીને લાગ્યું કે એ ઠીક ઠીક હળવી થઈ ગઈ હતી.

*

બપોરે ગુપ્તાએ અશેષને વાત-વાતમાં પૂછ્યું–"અશેષ, તમને જો અત્યારે સમય હોય તો આપણે થોડીક વાત કરી લઈએ."

"આપણે સવારથી વાતો સિવાય બીજું કરીએ છીએ પણ શું!"

"એ ખરું! પણ હવે અહીં નવેસરથી ગોઠવાઈ જવાનો અમારે જે પ્રયત્ન કરવાનો છે એની થોડીક વાત–"

"ઓહો! પ્રોફેસર સાહેબ! એ બધું જ ગોઠવાઈ ગયું છે! તમારે તો માત્ર હસતું મોઢું રાખવાનું છે. બાકી બધું અમે સંભાળી લ

અશેષ હસી પડ્યો. પછી બોલ્યો. "જુઓ ગુપ્તાજી ! તમે થાક્યા હો તો આજે આરામ કરો ! અમારે અત્યારે રીહર્સલ માટે જવાનુ છે, તમારી ઇચ્છા હોય તો તમે પણ ચાલો.."

ગુપ્તાએ માધવી સામે જોયું.

"રીહર્સલો જોવાનુ તો મનેય મન છે પણ–" માધવી બોલી.

"પણ શું ?"

"આપણા માટે અશેષભાઈએ શી વ્યવસ્થા ગોઠવી છે એ જણાવે નહીં ત્યાં લગી–"

"ભારે ઉતાવળાં તમે બેઉ ! સાંભળો !" અશેષ કહ્યુ. "એક મિત્રે– અમારા ધંધાદારી સાથીદાર જ કહો ને–જુદા જુદા નામના અર્ધો ડઝન ફ્લેટ રાખ્યા છે ! એમાંથી સાંતાક્રુઝનો એમનો ફ્લેટ મેં તમારા માટે લઈ રાખ્યો છે. જગા બહુ મોટી તો નથી પણ તમારા બે જણ માટે પૂરતી છે."

"પણ એની કિંમત વગેરે બાબત કંઈ નક્કી થયુ છે ?"

"કિંમત ?" અશેષ હસી પડ્યો. "આ મિત્રનો હું તમને કદાચ આજે જ પરિચય કરાવીશ. એમણે આજ લગીમાં મારી પાસેથી ઘણી મોટી કિંમત વસુલ કરી લીધી છે, હજુ વસુલ કરવા કર્યો જ કરવાના છે ! કિંમત વસુલ કરવા તો એ આ નાટકની દુનિયામાં આવ્યા છે ! પુષ્કળ પૈસો છે અને કેટલુય, નાણું આ રીતે જુદાજુદા નામે રહેઠાણની જગાઓમાં પથરાયેલુ છે !"

ગુપ્તાને ખાસ સમજાયું નહી ! બોલ્યો–" પૈસાની વાત છે અશેષ ! થોડીક સ્પષ્ટતા થઈ હોય તો–"

"એની કશી જરૂર નથી ગુપ્તાજી! — ટૂંકામાં સમજી લો ને! આ શેઠજી મોજમજા માણવા નાટકની દુનિયામાં આવ્યા છે! એ મોજ એમને મેં ચખાડી છે! અમારી નાટ્ય સંસ્થાને પૂરતી નાણાકીય સહાય મળે છે! એમને પ્રતિષ્ઠા મળે છે અને પેલી રંગીન મોજ માણવા મળે છે! હવે તમે જ કહો, આ ફલેટના પૈસા એ લઈ શકે ખરા?"

માધવી વિસ્ફારિત નેત્રે સાંભળી રહી. ગુપ્તા પણ જોઈ રહ્યો.

"એમાં કશું નવાઈ પામવા જેવું નથી. આ તો મુંબઈ જેવું શહેર છે અને નાટકની દુનિયા છે!" અશેષ ઉતાવળે બોલ્યો: "સાથે આવવું હોય તો જલદી તૈયાર થઈ જાઓ. સાંજનું જમવાનું તો બહાર જ પતાવી લઈશું."

સહુ રીહર્સલના સ્થળે પહોંચ્યા ત્યારે સાંજ ઢળવા માંડી હતી. માધવીએ જોયું, અહીં પંદર વીસ જુવાન સ્ત્રીપુરુષો અશેષની રાહ જોતાં હતાં. એક ઠીક ઠીક મોટા ખંડમાં બધા નાટકની સ્ક્રીપ્ટ વાંચતાં હતાં. ચર્ચા કરતાં હતાં. અભિનય અંગેના સૂચનો કરતાં હતાં. મઝાકો કરતાં હતાં. પરસ્પર જોડે હળવી ધીંગામસ્તી પણ કરી લેતાં હતાં. અશેષ અને ગુલબદન જોડે બે નવા ચહેરા જોઈને આ બધું થોડુંક સંકોડાયું. અશેષે તરત જ આની નોંધ લીધી હોય એમ મોટેથી કહ્યું.

"મિત્રો, આ છે આપણા નવા સાથીદારો. આજથી એ બન્ને આપણામાંના જ એક બની રહેવાના છે! આ છે પ્રોફેસર શ્યામનારાયણ ગુપ્તા! અંગ્રેજીના અધ્યાપક અને પંડિત છે! આજ લગી આપણને નાટકના રૂપાંતરોની સ્ક્રીપ્ટ તૈયાર કરવામાં જે

સુરકેલી રહેતી હતી એ હવે દૂર થઈ જશે!" પછી ગુપ્તા તરફ ફરીને હળવેકથી બોલ્યો. "તમને યાદ છે ને પ્રોફેસર? બેએક વરસ પહેલાં મે તમારી મદદ માગી હતી!"

ગુપ્તાએ હસીને માથુ હલાવ્યુ.

"અને આ છે મિસીસ માધવી ગુપ્તા!" અશેષ માધવી તરફ ફરીને કહ્યું, "પ્રોફેસર ગુપ્તાનાં પત્ની!"

માધવીએ સહુ સામે હાથ જોડયા. માથુ ઊંચુ તો રાખ્યુ પણ એના ચહેરા પર સ્મિત ન લી પાયુ!

*

મોડી રાત્રે માધવી જ્યારે પથારીમાં પડી ત્યારે ય એના કાને ક્યાંય લગી અશેષના શબ્દો ચારે બાજુથી અથડાતા રહ્યા. આ છે મિસીસ માધવી ગુપ્તા! પ્રોફેસર ગુપ્તાનાં પત્ની!! આ છે મિસીસ માધવી ગુપ્તા! પ્રોફેસર ગુપ્તાનાં પત્ની!!

ત્રણ ચાર દિવસ અશેષની મહેમાનગતિ માણ્યા પછી ગુપ્તા અને માધવી સાંતાક્રુઝના નવા ફ્લેટ પર રહેવા આવી ગયાં. અશેષની રહેણીકરણી, મુંબઈની ચહલપહલ અને નાટકની દુનિયા ગુપ્તાથી સાવ અજાણ્યા નહોતા પણ માધવી માટે તો આ બધું સાવ નવું હતું. આ દિવસો દરમ્યાન રોજ એણે અશેષ અને ગુલબદન જોડે રહીને રીહર્સલોમાં હાજરી આપી હતી. પહેલે દિવસે એને કંટાળો આવ્યો હતો. બીજા બે ત્રણ દિવસમાં કંટાળો ઘટતો ગયો અને ધીમે ધીમે રસ પડવા માંડ્યો. એની જીભ ઘણુંખરું સીવાયેલી જ રહેતી પણ આરંભની અજાયબી ઘટતી ગઈ હતી.

સાંતાક્રુઝના નવા રહેઠાણના પહેલા જ દિવસે ગુપ્તા અને માધવી વચ્ચે એક અજબ મૌન પથરાયેલું રહ્યું. કોણ જાણે કેમ બેઉ વચ્ચે વાણી અલોપ થઈ ગઈ અને શબ્દો શોધ્યા જડતા નહોતા. અશેષે ફ્લેટને સજાવવામાં કશી મણા નહોતી રાખી. જરૂરી ઘરવખરી બધી તૈયાર હતી. ગુપ્તા માટે બુક-રેક સુધ્ધાં ભૂલાઈ નહોતી. બંધ દરવાજાની ભીતર બે ચાવી દીધેલી માનવઆકૃતિઓની હલચલ સિવાય બધું ય સૂનમૂન હતું. ગુપ્તાએ નજર અખબારો

કે પુસ્તકોમાંથી ભાગ્યે જ ઊંચી કરી અને માધવી સરસામાન આમ તેમ ઊંચો નીચો કરવામાં ક્યાંય સુધી વ્યસ્ત રહી. કોઈ ઉડણ-પાવડી પર અસવાર થઈને આંખના પલકારામાં અજાયબ દુનિયામાં આવી ચડયાં જેવું બેઉ મનોમન અનુભવી રહ્યાં હતાં. પરસ્પરનું મૌન બેઉ સમજતાં હતાં. મૌનને વિચ્છિન્ન કરી મૂકતી શબ્દોની હારમાળા બેઉ શોધતાં હતા અને આમ છતાં મૌન વછુટતું નહોતું!

બપોરની ચા પીધા પછી, અકળાવી મૂકતી અશબ્દતા હડસેલી મૂકતા ગુપ્તાએ બગાસું ખાધું-"રીહર્સલ જોવા જવુ છે માધવી?"

માધવી અકારણ હસી. બોલી. "ના!"

"અહીંથી સમુદ્રકિનારો બહુ દૂર નથી. તુ કહે તો ચાલ થોડુ ફરી આવીએ. પગ છુટો થશે. મન પણ થોડુ હળવુ થશે."

માધવીએ ડોકું ધુણાવ્યુ, "આજે નહી." પછી ઉમેર્યું "થાક લાગ્યો છે."

ગુપ્તાએ વિશેષ આગ્રહ ન કર્યો. પુસ્તકમાં ચહેરો ખૂંચાડી દીધો

રાત્રિભોજન પતાવ્યા પછી ગુપ્તા બેડરૂમમાં આવ્યો ત્યારે માધવી હજુ રસોડામાં બધું આટોપતી હતી. બેડરૂમની વચ્ચોવચ્ચ ડબલ બેડનો પલંગ ગોઠવાયેલો હતો. ગુપ્તા ઊંબરામાં સહેજ અટકયો. જોઈ રહ્યો. એની આંખ ઉઘાડી બારીમાથી અંધકારને જોઈ રહી. પુસ્તકને એક બાજુ હડસેલીને એણે ચિરૂટ સળગાવી. પછી ચિરૂટના ધુમાડા સામે તાકતા એણે પલંગના એક છેડે શરીરને ટેકવ્યુ.

ઘડીક પછી માધવી અંદર આવી. ગુપ્તાએ જોયુ—માધવીના પગ

પણ ત્રણ ત્રી મરામાં થંભી ગયા હતા ચિરુટ ચૂસતા ગુપ્તા સામે એ જોઈ રહી. પછી હોઠ ફરકાવીને અંદર આવી. એનાં બંગડીઓના અવાજથી ઓરડો ભરાઈ ગયો. એના લાંબા, કોરા વાળનો ઢીલો ગૂંથેલો ચોટલો છેક ઢીંચણ લગી પહોંચતો હતો !

ગુપ્તાએ ચિરુટ ખંખેરીને બુઝાવી દીધી. માધવી પલંગની લગોલગ આવીને ફરીવાર સહેજ અટકી. કશુંક ભૂલાઈ ગયું હોય એમ આસપાસ જોવા માંડી. ઓશીકા તથા ચાદરને અકારણ જ સરખાં કર્યાં પછી એકદમ બેસી ગઈ.

" માધવી ! " ગુપ્તા હળવેકથી બોલ્યો.

માધવીએ મૂગા મૂગા ડોકું હલાવ્યું.

ગુપ્તાએ સહેજ આગળ વધીને માધવીના ખભા પર હાથ મૂક્યો. કશો પ્રતિભાવ દાખવ્યા વિના માધવી બેસી રહી.

" જીંદગીના જે સ્વરુપને આપણે સ્વીકાર્યું છે એને હવે પૂરેપૂરું જીવવાનું છે–સાચા અર્થમાં ! "

" હા ! આપણે માની લીધેલા સાચા અર્થમાં..."

" સચ્ચાઈપૂર્વક જે વાતને સ્વીકારી ચૂક્યાં છીએ એની સાથેની દિલચોરી આપણને કદાચ એક પળ પણ જીવવા નહીં દે ! "

" દિલચોરી ? " માધવી પહેલી જ વાર હસી.

" હા, માધવી ! જાત જોડે એક વાર પેટ ભરીને ઝગડી લીધા

પછી જે માર્ગ સ્વીકાર્યો એમાં તો પછી ખુદ્દવફાઈ અને નરી ખુદ્દ-
વફાઇ જ જીવવાનું બળ આપે !"

માધવી જોઈ રહી. પછી એકદમ આખુંય શરીર ગુપ્તાના પગ
પાસે ઢાળી દેતાં બબડી. " આ બધુ કદાચ મને સમજાતું નથી "

માધવીની ઢળેલી પીઠ પર પથરાયેલા લાંબા કોરા વાળ સામે
ગુપ્તા જોઇ રહ્યો. પછી એ વાળમાં આંગળીઓ ભેરવીને એણે જોરથી
વાળ વીંખી નાખ્યા— વીસ વરસ પહેલાં–પૃથ્વીના ફ્લેટમાં જે આવેશ
અને મુગ્ધતાથી વાસવીના માથાના વાળને પીંખ્યા હતા બરાબર
એમ જ–

*

એકાદ ભારે ભારે ઝોકું ખાઈ લીધા પછી એકાએક ગુપ્તાની
આંખ ખુલી ગઈ. માધવા પથારીમાં નહોતી. થોડા કલાકો પહેલાં
અકબંધ લાગતી ચાદરો પર અસંખ્ય સળ અને કરચલીઓ પડી
ગયાં હતાં. ગુપ્તા સફાળો ઊભો થઈ ગયો બાલ્કનીના કઠેડા પર હાથ ટેક-
વીને માધવી સૂનમૂન ઊભી હતી. ગુપ્તા એની પાતળી દેહયષ્ટિ સામે
ક્યાંય સુધી જોઈ રહ્યો. માધવીને બોલાવતા જાણે કે એની જીભ
ઉપડી નહી. પછી હળવેકથી માધવીની લગોલગ જઇને ઊભો રહ્યો.
માધવીએ ચોંકીને ચહેરો ફેરવ્યો. ગુપ્તાએ જોયું- એની આંખ ભીના-
શથી ભરાઈ ગઈ હતી. કશુ ય બોલ્યા વિના માધવીએ પોતાનુ માથું
ગુપ્તાના ખભા પર ઢાળી દીધુ પછી આછુ ડૂસકું લેતાં ગણગણી–
" સર ! "

ગુપ્તા સજ્જડ થઈગયો. એનું આખુંય અસ્તિત્વ એક વળ

ખાઇ ગયુ ! અતિશય મૃદુતાથી એણે માધવીના મસ્તક પર હાથ મૂક્યો. પછી હોઠ ફફડાવ્યા. એને લાગ્યુ કે એ કશુક બોલ્યો– વાસવી !

*

સાંજે શરુ થતાં અને મોડી રાત લગી લબાતાં રીહર્સલોમાં ગુપ્તાને ખાસ દિલચશ્પી થતી નહોતી. માધવીને ધીમે ધીમે રસ પડવા માંડયો હતો. કોઇવાર ગુપ્તા રીહર્સલોમા જવાની અનિચ્છા વ્યક્ત કરતો તો માધવી એને આગ્રહ કરીને સાથે લઈ જતી. અશોપની નાટય સસ્થાના, આ દિવસો દરમ્યાન જે નાટકો ભજવાતા હતા એ એણે જોઈ નાખ્યા હતા. સામાન્ય ધરતી પર સામાન્ય લાગતી વ્યક્તિ રગમચ પર જે નવુ પરિમાણ ધારણ કરતી હતી એ માધવીને ભારે રસપ્રદ લાગ્યુ હતુ. એનો આ રસ ગુપ્તા સમક્ષ એ ખુલ્લા દિલે પ્રગટ કરતી. આ રીતે માધવીમા પ્રગટ થતા રસથી ગુપ્તા સતોપનો શ્વાસ લેતો. આમ છતાં ગુપ્તાનો સમય જાણે કે ખૂટતો નહોતો ! એટલે એક દિવસ રાત્રે, અશોપે એને નવા નાટકની સ્ક્રીપ્ટ તૈયાર કરવાની યાદ આપી ત્યારે મનોમન એણે થોડીક હળવાશ પણ અનુભવી.

"વાત એમ છે ગુપ્તાજી !" અશોપે એને કહેવા માંડયુ. "થોડા વરસો પહેલાં મે પેરિસમાં એક નાટક જોયેલુ ! મૂળ તો આ એક એબ્સર્ડ નાટક હતુ ! થામ ગજબની એબ્સર્ડ ! એક પુરુષની પત્ની, એક પુત્રીને મૂકીને મૃત્યુ પામે છે ! આ પુત્રીને ઉછેરીને મોટી કરવામાં અને પત્નીની સ્મૃતિમાં જુવાની વીતાવી દેનાર પેલો પુરુષ વરસો પછી પુત્રી જયારે જુવાન થાય છે .

સ્વર્ગસ્થ પત્નીની યાદ એના મનમાં તાજી થાય છે! એ ખુદ પોતાની પુત્રીના પ્રેમમાં નવેસરથી પડે છે! પિતાનો આ પ્રેમ પુત્રી સમજી જાય છે! જુવાન પુત્રીના મનમાં પિતા માટે અનહદ માન અને સ્નેહ છે! પિતાની અવસ્થાને એ સમજે છે અને એની આ સમજદારી પિતાની વ્યથાને જીરવી શકતી નથી ..પિતાના જીવનને નવેસરથી હૂંફાળુ કરવાનો એ નિર્ણય કરે છે...આમ પિતા-પુત્રી વચ્ચે એક નવો સંબંધ રચાય છે..."

"પણ આ તો અજબ કહેવાય!" ગુપ્તાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. 'સગાં પિતા–પુત્રી વચ્ચે આ જાતનો વહેવાર ગુજરાતી રંગ-ભૂમિ પર કેવી રીતે ચાલશે અશેષ?"

અશેષ ખડખડાટ હસી પડયો. બોલ્યો: "એની તમે ચિંતા ન કરો ગુપ્તાજી! ગુજરાતી રંગભૂમિ પર આ બધુ બિન્દાસ ચાલશે! વિવેચકો એને 'બોલ્ડ એટેમ્પ્ટ' કહેશે! પ્રેક્ષકો એને સમજવા માટે બબ્બેવાર જોઈ ને સમજદાર પ્રેક્ષક વર્ગમાં ખપશે!! શરત એટલી જ કે આ વિદેશી કથાનું તમે સ્વદેશી રૂપાંતર કરી આપો! એવું તો તળપદુ ગુજરાતી રૂપ આપી દો કે જોનારાઓ આસપાસમાં વસતાં પિતા–પુત્રીને ઝીણી આંખ કરીને ટગર ટગર જોતાં થઈ જાય!"

"પણ આ બધાં પ્રસંગોને સ્ટેજ પર રજૂ કરતી વેળા..." ગુપ્તાના મનમાં હજુ ધેઠ બેસતી નહોતી!

"આ નાટક મે પેરિસમા ત્રણ વાર જોયું છે! એનુ એકે-એક દ્રશ્ય અને દિગ્દર્શન મને આજેય પૂરેપૂરું યાદ છે! એની બધી

વિગતો મેં નોટબુકમાં ઉતારી પણ લીધી છે! એ નોંધો તમે જોઈ જજો...દ્રશ્યો એ રીતે જ ગોઠવવાના.. સંવાદો આપણા રહેશે.. પણ દિગ્દર્શન બધુંય પેલી નોંધને વફાદાર રહે એ રીતે...બસ! તમે કામે લાગી જાઓ પ્રોફેસર સાહેબ!" હસતા હસતા અશેષે બધુંય સમજાવી દીધું.

બીજે દિવસે અશેષે પેલી નોંધો ગુપ્તાને આપી. ગુપ્તા એ નોંધો જોઈ ગયો. અશેષે ઠીકઠીક વિગતવાર બધું નોંધ્યું હતું! પહેલી નજરે વિકૃત લાગે એવી જાતીયવૃત્તિને લેખકે કુશળતાપૂર્વક માનસશાસ્ત્રીય સ્પર્શ આપ્યો હતો! જુવાન થઈ જતી પુત્રીની બોલચાલ ..એની લઢણ...પિતાની કાળજી લેવાની એની તત્પરતા આ બધુંય બરાબર એની માતાની જેમ જ બન્યે જતું હતું! અરે! એનાં વસ્ત્રો, શોખો આ બધુંય પણ પેલા વરસોથી એકલવાયા રહેલા પુરૂષના મનમાં મૃત પત્નીની સ્મૃતિને નજર સામે એવી તો જીવતી કરે રાખે છે કે એક વાર...એક વાર...

ઉપરાઉપરી ત્રણ ચાર વાર ગુપ્તાએ આ દ્રશ્યની નોંધ વાંચી. મનોમન ક્યાંય સુધી મથામણ કરી. એને સમજાતું નહોતું આ દ્રશ્ય કેવી રીતે રજૂ કરવું અને જે રીતે હતું એ રીતે રજૂ થાય તો ગુજરાતી પ્રેક્ષકો એને સ્વીકારે કે પછી વિરોધનો વંટોળિયો તોફાની બનીને બધું છિન્ન-ભિન્ન કરી મુકે?

પ્રૌઢિની લગોલગ પહોંચેલો પેલો પિતા એક વાર પુરુષ બની જાય છે! નર્યો પુરુષ!! નિદ્રાવિહોણી ભારે આંખે એ બહાર લોબીમાં સૂતો સૂતો પડખાં ઘસાતો હોય છે! બહાર બરફ વરસે છે! ઠંડી છે.

અનહદ ઠંડી !! અંદરના ખંડમાં સૂતેલી પુત્રીની આંખ ઉઘડે છે ! પિતાની ખાલી પથારી જોઈને એ બહાર આવે છે. બહાર લોબીમાં સૂતેલા પિતાને ઊંઘતો માનીને એ એના શરીર પર શાલ ઓઢાડે છે. પછી અંદર આવીને પાછી ઊંઘવા માંડે છે ! પિતાને યાદ આવે છે– વરસો પૂર્વે પત્ની આવી જ કાળજી લઈને એને ઓઢાડી જતી ! એ વિહ્વળ થઈને આંટા મારે છે ! શરાબ પીએ છે ! પછી એની નજર અંદર જાય છે ! જુવાન પુત્રી સૂતી છે– વરસો પૂર્વે પત્ની ઊંઘતી હતી એમ જ–ઓશીકું માથા પર દબાવીને ! એની છાતી–

બસ !

ગુપ્તાને સમજાતુ નહોતુ. આ દ્રશ્યને રંગમંચ પર કેવી રીતે મૂકવુ ! એણે અશેષ સમક્ષ પોતાની મુંઝવણ વ્યક્ત કરી. અશેષ ફરીવાર ખડખડાટ હસ્યો !

" એ બધી ચિંતા તમે મારા પર છોડી દો ગુપ્તાજી ! તમે માત્ર આ નોંધોનો આધાર લઈને પ્રસંગોનુ ગુજરાતીકરણ કરી આપો ! પછી આપણે સાથે બેસીને જરૂરી ફેરફારો કરી લઈશું !"

" પણ નાટકનુ મૂળ ફ્રેન્ચ નામ કે એના લેખક વિષે તો તમે આમાં કઈ નોંધ્યું નથી."

" એની શી જરૂર છે ? એના લેખક રહેશે–શ્યામનારાયણ ગુપ્તા અને દિગ્દર્શક–અશેષ પંડિત..." અશેષ ફરીથી હસ્યો " હા ! તમને ડંખ લાગતો હોય તો નીચે ઝીણા ટાઈપમા ઉમેરી દઈશ–એક વિદેશી કથાવસ્તુને આધારે !"

આ વખતે ગુપ્તાને પણ હસવુ આવ્યું ! રોજ રોજ ખાસ્સી જગા રોકીને અખબારોમાં છપાતી જાહેરખબરો એની નજરે તરવરી. અશોકની વાત એને ગળે બહુ સરળતાથી ઉતરી તો નહીં પણ પેલી નોંધોનો નાટયદેહ આપવાનુ કામ એને રસપ્રદ તો જરૂર લાગ્યુ !

નવુ નાટક બહુ ઝડપથી તૈયાર થવા માંડયુ હતું !

* * *

જીવનની નવી રફતારમાં માધવી ઝડપભેર પલોટાઇ રહી હતી. આમ તો જો કે અશેષ અને ગુલબદન સિવાય બીજા કોઈ પરિચિત એને નહોતાં પણ યુનિટના અન્ય કલાકારો જોડે પણ હવે એ છુટથી હળવા-મળવા માંડી હતી. ઘણુખરુ તો શુ અશેષના ઘરે કે શું રીહર્સલમાં એ ગુપ્તાની જોડે જ જતી પણ ગુપ્તા ક્યારેક અનિચ્છા પ્રગટ કરે તો એને ખાસ આગ્રહ કર્યા વિના એ એકલી જ જઈ શકે એટલી સ્વસ્થતા એણે પ્રાપ્ત કરી લીધી હતી. માધવીમાં પ્રગટેલાં આ રસ અને સ્વસ્થતાથી ગુપ્તાને મનોમન સંતોષ થતો હતો.

અશેષે સૂચવેલી થીમ પરથી ગુપ્તાએ નાટક તૈયાર કરવાનું સ્વીકાર્યું ત્યારે માધવીએ એમા ઊંડો રસ લીધો હતો. ગુપ્તા પાસેથી અશેષની નોંધો મેળવીને એ વાંચી ગઈ ગુપ્તાએ ધાર્યું હતું- માધવી આ થીમ પર કશીક ચર્ચા કરશે. જો કે માધવીએ મૂગા મૂગા નોંધો પાછી આપી દીધી. અશેષ અને ગુપ્તા વચ્ચે જ્યારે નાટકના દ્રશ્યો વિષે ચર્ચાઓ થતી હતી ત્યારે માધવી હાજર હતી અને આમ છતાં એણે એમાં ખાસ ભાગ ન લીધો. જો કે બધો સમય એ આ ચર્ચા ધ્યાનથી સાંભળી રહી હતી!

રીહર્સલો વેળાએ કે ગ્રીન રૂમમાં રસપૂર્વક સૂચનો કરવા જેટલી ક્ષમતા માધવીએ મેળવી લીધી હતી એ અશેષથી અજાણ્યું નહોતું. નવા નાટકની આ ચર્ચામાં એણે આરંભમાં રસ પણ લીધો હતો. પણ પછી એ અલિપ્ત થઇ ગઇ હોય એમ મૂગી રહી એનાથી અશેષને નવાઈ લાગી હતી એણે તો કહ્યું ય ખરુ.

"યુનિટનુ આ નવું નાટક એ ગુપ્તાજીની જીંદગીનુ તો પહેલું જ નાટક છે! તારે તો એમનો હાથ પકડીને એમને આ નાટક લખતા કરવા જોઇએ માધવી!" યુનિટના તમામ સભ્યો જોડે અશેષ મુક્તમોકળાશ દાખવતો અને એ રીતે માધવીને પણ ઝડપથી તુંકારે સંબોધવા માંડયો હતો. આમાં ન તો માધવીને કશુ અજુગતુ લાગ્યુ હતુ કે ન તો ગુપ્તાએ એની ખાસ નોંધ લીધી હતી! અશેષના અવાજમાં રણકો જ એવો રહેતો કે કોઈ પણ કલાકાર જોડે વાતમાં તુંકારો એના માટે સ્વભાવિક લાગતો!

"પહેલુ જ નાટક?" માધવી એકાએક ખખડી પછી સહેજ હસી. "ના રે ભાઈસાબ! નાટકની લખાવટ-બખાવટમાં આપણી ચાંચ ના ડૂબે! હા, નાટક ભજવતાં જોવામાં રસ પડે છે!"

લખાયે જતા દ્રશ્યો પર માધવીનો પ્રતિભાવ જાણવા અને એના સૂચનો મેળવવા ગુપ્તાએ પણ એક બે વાર લખાયેલાં પાનાઓ વિષે એની જોડે વાત કરી હતી. પ્રત્યેક લખાયેલુ પાનુ માધવી અચૂક વાંચી જતી! ક્યારેક તો ગુપ્તાએ લખવામાં વિલંબ કર્યો હોય ત્યારે પૂછતી ય ખરી- "કેમ, હજુ આગળના સંવાદો લખાયા નથી?"

પણ આ સિવાય બીજો કોઈ વિશેષ ઉત્સાહ એ શબ્દોમાં

પ્રગટ કરતી નહીં. એથી ગુપ્તાને પણ થોડીક નવાઇ તો લાગી.

"માત્રવી! આ નવું નાટક તને ગમ્યુ ખરું ?" એકવાર એણે માધવીને પૂછ્યું.

"નાટક? ખરેખર! નાટક મને હવે ગમવા માંડયા છે!"

"ભજવાઈ રહેલા નાટકો વિષે હુ નથી પૂછતો માધવી! આ લખાઈ રહેલા નાટક વિષે વાત કરુ છુ!" બીનજરૂરી લાગે એવી સ્પષ્ટતા કરતાં ગુપ્તાએ કહ્યુ.

માધવી ખડખડાટ હસી પડી. બોલી. 'નાટક એટલે વળી નાટક! શુ લખાતુ કે શું ભજવાતુ! અને લખાયેલું નાટક પણ અંતે તો ભજવવાનુ જ છે ને!"

"હા! પણ નાટક જ્યાં સુધી કાગળ પર હોય ત્યાં સુધી જ લેખકનુ રહે છે–મંચ પર એ અભિનેતાનુ બની જાય છે!"

"અને હું બેમાંથી એકેય નથી." માધવીએ વાત ટૂંકાવી દીધી.

ગુપ્તાએ વાત આગળ ન લંબાવી. પીઠ ફેરવીને કામે વળગેલી માધવી તરફ એ જોઈ રહ્યો. ટેબલ પર વેરવિખેર પડેલા– લખાયેલા કાગળો ઉડતા હતા. એણે સિગરેટ સળગાવી. જો કે એ દિવસે એ આગળનું લખાણ લખી શકયો નહી.

*

પચીસ પચીસ વરસ લગી, જીવનના સૌથી ઉત્તમ વરસો, પત્નીની

સ્મૃતિના સહારે જીવી જનાર પુરુષને જ્યારે પોતાની પુત્રીમાં પત્નીનો પડછાયો દેખાય છે એ ક્ષણ નાટકની સૌથી અગત્યની કડી હતી અને આ ક્ષણના આવિષ્કાર પછીના પ્રસંગો નાટકનું હાર્દ હતું. આ દૃશ્યો સજીવ કરવા માટે ગુપ્તા અને અશેષ બેઉ કલાકો લગી પરિશ્રમ ઉઠાવતા હતા. દિગ્દર્શનની બધી જ જવાબદારી આમ તો અશેષ જ ઉઠાવવાનો હતો અને આમ છતાં આ દ્રશ્ય જોડે ગુપ્તાએ જે સૂચનાઓ નોંધી એનાથી અશેષ પ્રભાવિત થઇ ગયો હતો! બહારની પરસાળમાં આડે પડખે થયેલા પિતા પાસે ધીમે પગલે આવીને શાલ ઓઢાડી દેતી પુત્રી.. પુત્રીની વાતચીત કરવાની ઢબ, એનું પહેરવું-ઓઢવું આ બધુંય ગુપ્તાએ ખૂબ કાળજીપૂર્વક અને વિગતવાર નોંધ્યું હતું !

"તમે તો કમાલનું visualise કરો છો ગુપ્તાજી!" અશેષે ગુપ્તાને કહ્યું, "દ્રશ્યો અને સંવાદો વિષેની તમારી સૂઝ પરથી તો તમે આ પહેલી જ વાર નાટક લખો છો એવું કોઇ માને પણ નહીં !"

ગુપ્તા જોઈ રહ્યો. ચાના ખાલી કપ ટીપોઈ પરથી લેવા હાથ લંબાવીને ઉભેલી માધવી પણ સહેજ અટકીને સાંભળી રહી.

"મનેય હવે એવું લાગવા માંડયું છે!" હસીને ગુપ્તાએ ચિરૂટના ધૂમાડા હવામાં ઉડાડયા.

માધવી ઝડપથી અંદર ચાલી ગઈ!

નાટકના નામકરણના મુદ્દા પર બેઉ વચ્ચે કલાકો સુધી ચર્ચા ચર્ચે જતી હતી પણ કશો નિર્ણય થતો નહોતો! અશેષનો આગ્રહ

તો એવો હતો કે કથાવસ્તુની દષ્ટિએ જ નહી, નામકરણ અને કલાકારોની દષ્ટિએ પણ આ નાટકને એ સાવ નવુ નકોર કરવા માગતો હતો ! કથાવસ્તુ એકદમ નવી હતી, લેખક પણ રંગભૂમિ પરતું નવું નકોર નામ હતુ, હવે નાટકનુ શીર્ષક પણ કંઈક એવું શોધવું જોઈએ કે જે ચીલાચાલુ ન બની રહે...

"શીર્ષક એવું શોધવુ જોઈએ કે જે થીમને પ્રતિબંબિત કરી શકે અને તોય બધુ રહસ્ય ઉઘાડુ ન થઈ જાય" અશેષે કહ્યુ.

"અને સાથે સાથે નવીનતા પણ દર્શાવી જોઈએ."

અનેક નામો વિચારાયાં. અશેષને સંતોષ થતો નહોતો. અશેષને જે સુઝતું હતું એનાથી ગુપ્તાને થતુ હતું—ના, આ પૂરતું નથી. કશુંક ખૂટે છે !

"વાત એમ છે અશેષ ! નાટકના મુખ્ય પાત્રો છે પેલો પિતા અને પુત્રી.. એક રીતે આ બન્ને નાયક અને નાયિકા છે પણ પરંપરાગત અર્થમાં આ બેઉ નાયક અને નાયિકા નથી. એટલે હીરો હીરોઈન વિષેની આપણી જાણીતી વિભાવના અહીં ઉપસતી નથી.."

"એનો અર્થ એ થયો કે હીરો હીરોઇન વિષેના આપણા રૂઢ આકારો અહીં બદલાય છે !"

"એટલુ જ નહી, પુત્રીએ પિતૃત્વ મેળવતા રહીને પ્રેમિકાનો પાઠ ભજવવાનો છે અને પિતાએ અપત્યસ્નેહ અકબંધ રાખીને પત્નીને પામવાની છે... આકારોની આ જે ગડમથલ છે એ વ્યક્ત થવી જરૂરી છે."

"મને એક ટાઈટલ સૂઝે છે." માધવીએ પહેલી જ વાર હોઠ ખોલ્યા. અશેષ અને ગુપ્તા માધવી તરફ જોઈ રહ્યા.

"વાદળનાં શિલ્પો." માધવી ધીમેથી બોલી અને પછી આડુ જોઈ ગઈ.

ગુપ્તાને આશ્ચર્ય થયુ. અત્યાર લગી એકેય વાર એકેય સુચન ન કરનાર માધવી પહેલી જ વાર બોલતી હતી. એણે પ્રસન્નતાથી પૂછ્યુ– "વાદળનાં શિલ્પો! શબ્દો તો સરસ છે માધવી .. પણ તારા મનમાં એ શબ્દોથી શુ અભિપ્રેત છે?"

"વાદળના આકારો એ તો જોનારાઓએ કલ્પી લીધેલાં શિલ્પો છે! વાદળને પોતાનો આકાર ક્યાં છે? પવને એને જે કંઈ હડસેલીને આકાર આપ્યો હોય એ આકારમાં એ થોડી ક્ષણો જીવી જાય.. બીજી ક્ષણે બીજો આકાર.. આમ છતાં આ પ્રત્યેક આકારને પોત-પોતાનું એક આગવું નિરનિરાળું શિલ્પ હોય છે..." માધવી એકધારું બોલી ગઈ!

"વન્ડરફુલ!" અશેષે કુદકો મારીને માધવીનો બરડો થાબડયો. "યુ આર જીનીયસ માધવી!"

ગુપ્તાના ચહેરા પર પણ પ્રસન્નતા વ્યાપી ગઈ. આ રીતે વિચારી શકતી માધવીનો એક નવો જ આકાર આજે પહેલી જ વાર એની નજરે પડયો. એ માધવી સામે ટગર ટગર જોઈ રહ્યો. એક ક્ષણમાં નજરે દેખાતી માધવીના આકારમાં એને અનેક માધવી ભેળસેળ થઈ જતી હોય એમ લાગ્યું! કમલને સમજાવવા માટે

એની સહાય માગવા આવેલી ગભરૂ માધવી ..પોતાની સમજાવટથી લગ્નનો પ્રસ્તાવ સ્વીકારી લેનાર કમલને આંખના પલકારામાં તર· છોડી દેનાર તીખી માધવી.. 'ગુપ્તા સર!" કહીને શ્યામનારાયણના પગ પાસે ઢગલો થઈને આંસુ સારતી અસહાય માધવી.. અને... અને... શ્યામની વાસવી બનીને ભર્યું ભર્યું જીવન જીવવા માટે મથતી માધવી..

અને આ બધા વચ્ચે અપર પાર વિચારો કરી રહેલી માધવીનું આ એક નવુ દર્શન— એક નવો આકાર.

"સરસ ટાઈટલ છે ગુપ્તાજી! આપણા નાટકનું નામ એ જ રહેશે! વાદળનાં શિલ્પો!" અશેષ બોલ્યો.

"ખરી વાત છે! મને પણ એ ગમ્યું!" ગુપ્તાએ સંમતિ આપી.

નાટકનો સ્ક્રીપ્ટ પૂરેપૂરી તૈયારી થઈ ગઈ અને ટાઈટલ પણ સંતોષજનક જડી ગયું. પણ તો યે અશેષનો સળવળાટ હજુ પૂરો નહોતો થયો. નાટક લખવાના કામમાંથી ફારેગ થયા પછી એક—બે વાર તો ગુપ્તાએ એને પૂછ્યું પણ ખરુ— "અશેષ! રીહર્સલો ક્યારે શરૂ કરો છો ભાઈ?"

"મારે હજુ એક શોધ કરવાની બાકી છે ગુપ્તાજી!"

ગુપ્તા જરાક નવાઈ પામીને જોઈ રહ્યો.

"આ નાટકના હીરોનો રોલ તો મારે જ કરવો એ તો

જાણે નક્કી છે. પણ…"

"પણ શું?"

"પણ હીરોઈનના રોલ માટે મારા મનમાં થોડીક ગડમથલ છે."

ગુપ્તા પ્રશ્નસૂચક દૃષ્ટિથી જોઈ રહ્યો.

"આ આખું નાટક બધી રીતે નવું બની રહે એવું હું ઈચ્છું છું. અને નાટકના ઉપાડનો ભાર મુખ્યત્વે હીરોઈન પર રહેવાનો છે. એક નવી જ પણ ટેલન્ટેડ હીરોઈન હું વિચારી રહ્યો છું."

"કોણ છે એ નવી હીરોઈન?"

"બે ત્રણ નામો વિચારી જોયાં છે. પણ સંતોષ થતો નથી."

"એ રોલ તમે ગુલબેનને સોંપો તો કેવું?" માધવીએ સૂચવ્યું.

અશોક મોટેથી હસી પડ્યો. બોલ્યો: "માધવી, ગુલ બીજું ઘણું ઘણું કરી શકે એમ છે– એક માત્ર નાટક સિવાય! ગુલ જે દિવસે ગુજરાતી રંગભૂમિ પર હીરોઈન બનશે એ દિવસ રંગભૂમિનાં ઈતિશ્રી થઈ જશે!"

બધાં ખડખડાટ હસ્યાં.

અચાનક અશોક ગંભીર થઈ ગયો. આંખ સહેજ ઝીણી કરીને બોલ્યો, "એક વાત સૂઝે છે."

ગુપ્તા અને માધવી સાંભળી રહ્યાં.

"છેલ્લા કેટલાક સમયથી માધવી રંગમંચ વિષે ખૂબ રસ લે છે અને ખાસ્સી સૂઝ પણ દાખવે છે. મને થાય છે એની અભિનય-શક્તિને શા માટે ચકાસી ન જોવી?"

"તમે પણ અજબ છો અશેષ ભાઇ?" માધવી મઝાકભર્યા સ્વરે બોલી. "માધવી નાટકો જોતાં તો હજુ હમણાં શીખી.. હવે એ નાટકો કરવા માંડશે?"

"હું મઝાક નથી કરતો માધવી! મને લાગે છે તારામાં અભિનયશક્તિ છે...."

"અશેષભાઈ! તમે કદાચ સાચા પરીક્ષક સાબિત નહિ થાઓ."

"હજુ લગી તો મારી પરીક્ષામાં પાસ થનાર કોઇએ આવું કહેવું પડે એવું બન્યું નથી."

"કદાચ હવે બનેય ખરું."

"એનો અર્થ એ થયો કે એવું બને ત્યાં સુધી જવાની તારી સંમતિ છે જ."

માધવી ચૂપ થઈ ગઈ- એણે જોયું- અશેષ મઝાક નહોતો કરતો! એ આડું જોઈ ગઈ, એની નજર સામે વંચાયેલા નાટકના સંવાદો અને દ્રશ્યો તરવર્યાં! વાદળનાં શિલ્પો! નવા નોખા આકાર ધર્યે જતાં બે પાત્રોની એક વાત!

"વાત પ્રારંભી ઓફ-બીટ છે ગુપ્તાજી. તમે મન મૂકીને એને ઉજવતી કરી છે હવે જો માધવી એમા રોલ કરે તો રંગભૂમિ પર એક નવી જ આશા ઊભી કરવામાં હું સફળ થઈશ." અશોકે કહ્યું.

"માધવીનું મન જો કબૂલ થતું હોય તો મારી સંમતિ છે જ." ગુપ્તાએ ધીમેથી કહ્યું.

"મને થોડુંક વિચારી જોવા દો અશોકભાઈ!" માધવી હળવેકથી બોલી અને પછી ઊભી થઈ ગઈ।

# ૧૫

માધવીએ વિચારવાનો સમય માગ્યો એથી ગુપ્તાને થોડુંક આશ્ચર્ય થયુ હતુ આંખના પલકારામાં કમલને હડસેલી દેનાર માધવી આવા પ્રસ્તાવ માટે વિચારવાનો સમય માગે એ ગુપ્તાને સમજાયુ નહી. નાટકની લખાવટ દરમ્યાન પણ માધવી રસ લેતી હોવા છતાં બળપૂર્વક જે રીતે અલિપ્ત રહેતી હતી એનાથી ગુપ્તાના મનમાં થોડોક સળવળાટ જરૂર થયો હતો માધવીના આ પ્રકારના વર્તનને સમજવા માટે ગુપ્તાએ ક્યાય લગી વિચાર કર્યો. નાટકની મૂળ નોંધોને વાચીને તરત જ શાંત થઈ ગયેલી માધવી એને યાદ આવી. નાટકના એકે એક સંવાદને બરાબર વાંચી જવા છતાં કદીય કશી સૂચના કરનાર માધવીનુ વલણ એને અસ્વાભાવિક અને અસંગત તો પહેલેથી જ લાગતુ હતુ. નાટકનુ ટાઇટલ આપતી વેળા પહેલી જ વાર એણે સક્રિય રસ લીધો હતો આ રસ ગુપ્તાને ગમ્યો હતો!

અશેષના ગયા પછી એણે માધવીએ કહ્યુ: “ અશેષના પ્રસ્તાવ પર તેં વિચારવાને સમય માગ્યો માધવી!’

“ કેમ, તમને એ પ્રસ્તાવ ગમ્યો?”

"આ રીતે વિચારવા માટે સમય માગતી માધવી મને અજાણી લાગી."

માધવી અછડતું મલકી. બોલી: "હું ઝાઝું વિચારતી નથી એમ જ તમારે કહેવુ છે ને!"

"કદાચ હમણાં હમણાં તું બધુ પઠતું વિચારે છે!"

માધવી ઊભી થઈ. ગુપ્તાની નજીક આવીને ઊભી રહી. ડોક ટટ્ટાર કરીને બારીમાંથી બહાર જોતા બોલી. "તમને આ નાટક લખતી વેળા કશા વિચારો નહોતા આવ્યા?"

ગુપ્તા સહેજ સઠક થઈ ગયો નાટકની નોંધો પહેલી જ વાર વાંચી ત્યારે એના મનમાં જાગેલી ગઠમથલ એને યાદ આવી પિતા પુત્રી વચ્ચેના વિચિત્ર સ્નેહ સબધના આવિષ્કારની કથા સાંભરી! આ પ્રસગને કાગળ પર ઉતારતી વેળા એના સ્મૃતિ પટ પર સળવળેલી ક્ષણો સાભરી.. બળપૂર્વક એને દબાવીને માત્ર નાટકની દુનિયામા રમમાણ થવા માટે એણે મન જોડે કરેલી મથામણ યાદ આવી! માધ્વને આ બધુ વિચાર સક્રમણ ખબર હશે?

બીજી ક્ષણે ગુપ્તાના મનમાં કશોક પ્રકાશ થઈ ગયો. માધવીએ પણ કદાચ પોતાની જેમ જ દ્વિધા અનુભવી હોય એવુ કેમ ન બને? અને જો એમ હોય તો પોતે જે રીતે પોતાની દ્વિધા માધવીથી સતાડીને નાટક લખવામાં ડૂબ્યો હતો એમ કદાચ માધવી પણ–

'–તમને જોઉં છું અને એવુ થાય છે કે મારા પિતા મને પાછા

મળ્યા છે.' માધવીએ કેટલીય વાર આ વાક્ય એને કહ્યું હતુ. અને જ્યારે જીરવાયું નહીં ત્યારે એણે માધવીને કહી દીધુ હતું. મારા મનથી તુ વાસવી છે–સહુ પ્રથમ વાસવી !

"મારા પ્રશ્નનો તમે જવાબ ન આપ્યો !" કહેતાં માધવી ગુપ્તાની જોડાજોડ બેસી ગઇ. પછી બોલી : "વિચારીને જવાબ આપવો હશે તો ય સમય નહી મળે હોં !" માધવીના હાથની બંગડીઓના રણકારથી ગુપ્તાના કાન ચમકયા. એણે ધીરેથી માધવીની બંગડીઓ પર હાથ ફેરવ્યો. કયાંય સુધી બંગડીઓને આમતેમ ફેરવતો રહ્યો. કશુંય બોલ્યા કે હલ્યા વિના માધવી આ જોઇ રહી.

"માધવી .."

"હં.."

"ગુંચવાડાની જે ગાઠ આપણા મનમાં વળી ગઈ છે એ કદાચ હજુ ઉકલી નથી."

"અને કદાચ એ કદી ઉકલશે પણ નહી !

"એવુ ય બને !"

"એજ તો મારી મથામણ છે. વાદળનાં શિલ્પોનું આ આખુ ય નાટક આપણે જીવીએ છીએ.. રોજે રોજ જીવીએ છીએ." કહેતાં માધવીનો સ્વર રૂંધાયો. એની આંખ ભીની થઇ. એણે ઝડપથી સાડીનો છેડો આંખે દબાવ્યો "જે ક્ષણો આ ચાર દીવાલો વચ્ચે જીવીએ છીએ–"

"એને મેં અક્ષરમાં ઊતારી છે માધવી! તું એને છડેચોક જાહેરમાં જીવી દેખાડ! મને એ ગમશે!"

માધવી જોઈ રહી. પછી ગુપ્તાના પગ પાસે બેસી જતાં બોલી. "તમને જે કંઈ ગમશે એ મને પણ ગમશે!" પછી સ્વગત બબડતી હોય એમ ઉમેર્યું। "સર!"

માધવીના માથા પરના લાંબા વાળમાં ગુપ્તા હાથ ફેરવી રહ્યો.

*

બીજા અઠવાડિયે 'વાદળના શિલ્પો' નાટકનાં રીહર્સલો શરૂ થઈ ગયા. ગુપ્તાએ ધાર્યું હતું એથી વધુ ઉત્સાહપૂર્વક માધવીએ એમાં ભાગ લેવા માંડયો. અભિનયની જે કોઠા સૂઝ માધવીએ પ્રગટ કરવા માડી એનાથી અશેષ પણ ખૂબ પ્રભાવિત થઈ ગયો. મૂળ સ્ક્રીપ્ટના કેટલાય સંવાદો અને કેટલાય પ્રસંગો પર માધવી નજર ફેરવી લેતી એટલુ જ બાકી બધો વખત એ આપમેળે જ રીહર્સલો કરતી અશેષને ભય હતો કે પુત્રી અને પ્રેમિકાની બેવડી ભૂમિકા એક જ પાત્રમાં રહીને ભજવવાની કુશળતા બતાવવામા માધવી કદાચ ઊણી ઉતરશે તો આખુ નાટક નિષ્ફળ બની જાય. આ માટે એ માધવીને પુષ્કળ સૂચનાઓ આપ્યા કરતો હતો. પણ ટૂંક સમયમાં જ એણે જોયુ – માધવી એની સૂચનાઓથી જુદી રીતે પણ વધુ સરસ રીતે પાઠ ભજવતી હતી! એમાય પુત્રીને જ્યારે સમજાય છે કે પિતાના મનમાં આ એક અજબ ગુંગળામણ છે અને એ સમજાયા પછી એના મનમાં જે ધમસાણ ચાલે છે, એ ધમસાણને અંતે એ જે નિર્ણય લે છે એ આખી પરિસ્થતિ મંચ પર વ્યક્ત કરવામાં માધવીએ જે કુશળતા દાખવી એથી તો સહુ આભા જ બની ગયાં! આમાં ઘણે સ્થળે માધવી મૂળ સ્ક્રીપ્ટના સંવાદો કે દિગ્દર્શકની સૂચનાઓથી જુદો વર્તાવ કરી બેસતી પણ એ બધુ એવુ તો સાહજીક થઈ જતુ કે

આખા યુનિટનો ઉત્સાહ ખેવડાઈ જતો !

મોડી રાત લગી રીહર્સલો લંબાતાં. રીહર્સલો દરમ્યાન ઉઠાવેલા પરિશ્રમથી હોય કે પછી ગમે તેમ, માધવી ઘેર પાછી ફરતાવેંત શાંત થઈ જતી.

*

અશેષે હવે આ નવા નાટકની જાહેર ખબરો જોરજોરથી કરવા માંડી હતી. માધવીએ જોયુ—રોજે રોજ અખબારોમાં માધવી ગુપ્તાના નામની છડી પોકારાતી હતી ! માધવી અજાયબીથી આ બધુ જોયા કરતી હતી. શરૂઆતમાં આ બધું એને એક રોમાંચ અર્પી જતુ હતું. એને એક અજબ ગમ્મત લાગતી હતી કયારેક એ એકલી પડતી ત્યારે સ્તબ્ધ થઈ જતી એની આસપાસ એક જાળ રચાતી હોય એવુ એને લાગતુ ! એનું મન એકદમ ભરાઈ જતુ ! થતુ-ના, એનાથી આ પાઠ નહીં ભજવી શકાય ! એનાથી કદાચ છેલ્લી ક્ષણે મંચ ઊભા જ નહીં રહેવાય ! કયાંક એ બધું ભુલી જશે ! એ માધવી બની જશે નરી માધવી ! એનાથી જોરથી બોલાઈ જશે—ગુપ્તા સર !'

અને અહીં એનુ ગળુ સૂકાઈ જતું. એના શરીર પર પરસેવો થઈ જતો. એ જોરથી શ્વાસ લેવા માંડતી !

પણ આ તો ઘડીક વાર જ ! બીજી જ ક્ષણે એ અખબારોમા પ્રગટ થયે જતી જાહેર ખબરો જોતી અને એને થતું; માધવી ગુપ્તા એની આ બેવડી ભૂમિકા ભજવશે જ— સફળતાપૂર્વક ભજવશે જ !

નાટકની રજૂઆતનો પ્રથમ પ્રયોગ જે સાંજે નક્કી થયો હતો એના બે દિવસ અગાઉ આન્ડ રીહર્સલનો એક પ્રયોગ ગોઠવાયો

હતો. નાટકમાં મુખ્યત્વે તો આ બે પાત્રો જ હતાં અને બીજા બે ત્રણ પ્રસંગે થોડાંક પાત્રો અછપઝછપ દેખાતાં હતાં એટલું ગનીમત! આ આન્ડ રીહર્સલમાં અશેષે એના થોડાંક મિત્રો તથા અન્ય કલાકારોને પણ નોતર્યાં હતાં! આખોય પ્રયોગ આમ તો રીહર્સલ જ હતું અને આમ છતાં એ એકેય વિક્ષેપ વિના સાદ્યંત સફળતાપૂર્વક ભજવી શકાયું. નાટક પૂરું થયું ત્યારે સહુએ માધવીને અભિનંદન આપ્યા. અશેષ પ્રસન્ન થઈ ગયો. નાટકની સફળતા વિષે એને ખાતરી થઈ ગઈ હતી. એણે બીજા દિવસના અખબારોમાં માધવીના નામની જાહેરાતો વધુ જોશભેર કરી મુકી!

*

પ્રથમ પ્રયોગની તમામ ટિકિટો વેચાઈ ગઈ હતી. આખું થિયેટર ચિક્કાર ભરાઈ ગયું હતું.

રંગદેવતાને શ્રીફળ વધેરાયું. થિયેટરમાં અંધારું છવાયું પડદા પાછળથી સ્વાગત થયું અને નાટકનાં ટાઈટલ્સ રજૂ થયાં. ગ્રીન રૂમમાં તૈયાર થઈને બેઠેલી માધવીએ નાટકના દિગ્દર્શક અશેષને પ્રણામ કર્યાં અને પછી સ્ટેજ પર જવા પગ ઉપાડ્યા. પછી સહેજ અટકી. પાછી ફરી. ગુપ્તા ત્યાં ઊભો હતો. એ ગુપ્તા સામે જોઈ રહી પછી એકદમ વાંકી વળીને ગુપ્તાના પગને સ્પર્શ કર્યો ગુપ્તા સ્તબ્ધ થઈ ગયો. અશેષ હસી પડ્યો. સહુને નવાઈ લાગી. ચહેરા પર એકેય ભાવ દર્શાવ્યા વિના માધવી મંચ પર ચાલી ગઈ. પડદો હટી ગયો હતો. દીવાલોમાં પૂરાયેલી ક્ષણો મંચ પર છૂટે હાથે વેરાઈ રહી હતી! કોઈની નજરે ન પડાય એ રીતે ગુપ્તા, ગ્રીન રૂમમાંથી સરકીને પહેલી હરોળની એક ખુરસીમાં ગોઠવાઈને ચુપચાપ જોઈ રહ્યો હતો!

મધ્યાંતર લગીમાં તો નાટકે પ્રેક્ષકો પર જબરી પકડ જમાવી દીધી હતી. મધ્યાંતરની ક્ષણોમાં માધવી ચારેય બાજુથી અન્ય કલાકારો અને પત્રકારોથી વીંટળાઈ ગઈ ! એણે વિનયપૂર્વક સહુ જોડે વાતચીત કરી પણ એની આંખ ગુપ્તાને શોધી રહી હતી ! ગુપ્તા ગ્રીન રૂમમાં ક્યાંય કળાતો નહોતો ! એને નવાઇ લાગી. અશેષને પૂછવાની એને ઇચ્છા તો થઈ પણ અશેષને એની જોડે વાત કરવાની ક્ષણ જ ન મળી ! માધવીને એકાએક ગુપ્તાની વાત યાદ આવી– નાટક કાગળ પર હોય ત્યાં લગી જ લેખકનું છે. મંચ પર એ અભિનેતાનું બની જાય છે ! અહીં માધવીના નામની બોલબાલા થતી હતી ! ગુપ્તાને કોઇ સંભારતું નહોતું ! માધવીનું મન થોડુંક ભારે થઇ ગયું !

મધ્યાંતર પછીના નાટકના ઉત્તરાર્ધમાં તો માધવીનો અભિનય સોળે કળાએ ખીલી ઉઠ્યો હતો. તાળીઓનો ગડગડાટ થતો હતો. ક્યારેક મંત્રમુગ્ધ પ્રેક્ષકો તાળી પાડવાનું વિસરીને પણ જોઇ રહ્યાં.

નાટક પૂરું થયું. પડદો પડી ગયો અને ઝળાહળા થતાં પ્રકાશથી થિયેટર ભરાઇ ગયું. માધવી દોડીને ગ્રીન રૂમમાં ચાલી ગઈ. ગુપ્તા ત્યાં સિગરેટ ચૂસી રહ્યો હતો. માધવી ગુપ્તા સામે જુએ કે કશું બોલે એ પહેલાં તો ફરીવાર સાથી કલાકારો અને પત્રકારોથી એ ઘેરાઈ ગઈ ! ઘડીભર પહેલાં ચહેરા પર લાગણીઓના અસંખ્ય આટાપાટા લપેટીને મંચ પર ફરતી માધવીના ચહેરા પર કોરીધાકોર ભાવ–શૂન્યતા લપેટાઇ ગઇ હતી ! બાઘાની જેમ આ બધું જોઈ રહી અને પછી એકાએક ઢગલો થઇને નીચે ફસડાઇ પડી. બેઉ ઘુંટણ વચ્ચે ચહેરો સંતાડીને એણે ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડ્યું.

ઘડીભર ગ્રીન રૂમમાં સન્નાટો વ્યાપી ગયો. શોરબકોર અને ચહલ

પહેલ એકદમ થંભી ગયા. બહારથી અંદર દાખલ થવા મથતા લોકોને રોકવા માટે કોઇકે ગ્રીન રૂમનો દરવાજો ઝડપથી બંધ કરી દીધો. અશેષ દોડીને માધવીની પાસે બેસી ગયો. માધવીના બરડા પર એણે હળવેથી હાથ મુકયો અને પછી હાથના ઇશારાથી ટોળે વળેલાંઓને વિખેરાઇ જવા વિનવ્યાં.

માધવીને ઘેરો કરીને ઉભેલાંઓથી દૂર એક ખુરશી પર બેઠેલો ગુપ્તા આ બધું જોઈ રહ્યો હતો. એ ઊભો થયો. ટોળાને થોડુંક હડસેલીને એ અંદર આવ્યો. થોડીક હલચલ થઈ. ટોળું થોડુંક વિખરાતું હોય એમ ખસ્યું. ગુપ્તા માધવીની બરાબર સામે આવીને નીચે બેઠો હળવેથી માધવીના મસ્તક પર હાથ મુકીને બોલ્યો.

"માધવી."

માધવીએ ઊંચે જોયું. આંસુથી ખરડાયેલો એનો મેક-અપ ચહેરા પર વિચિત્ર લપેડા જેવો દેખાતો હતો. એણે ઝડપથી આસપાસ જોયું. ગુપ્તા સામે એકીટશે ઘડીક જોઈ રહી પછી એકદમ ચહેરા પર હાથ ફેરવીને આંસુ લૂછી નાખ્યા. સહેજ મ્લાન હસી અને ગુપ્તા તથા અશેષ સામે વારાફરતી જોઇને ઊભી થઈ જતાં બોલી. "થાક જીરવાયો નહીં. મન થોડુંક ભારે થઈ ગયું હતું! ચાલો, હવે બધું બરાબર છે!"

"વાદળનાં શિલ્પો' નાટકના મિશ્ર પ્રત્યાઘાતો પડશે એવું અશેષ ધારતો હતો. માધવીના અભિનય વિષે એ નચિંત હતો પણ નાટકનું વસ્તુ જે રીતે ઓફબીટ હતું એ જોતાં અખબારોમાં ક્યાંક ક્યાંક નાકનું ટેરવું ચઢશે અને પ્રેક્ષકો પણ જાહેરમાં ગણગણાટ કરશે એવી એના મનમાં ભીતિ હતી. પ્રથમ પ્રયોગને અંતે જે પ્રત્યાઘાતો જણાયા એ એના માટે કલ્પનાતીત હતા. અખબારોએ બે મોઢે માધવી ગુપ્તાને પ્રશંસાથી નવાજી દીધી હતી! આવી સમર્થ અભિનેત્રીની ગુજરાતી રંગમંચને ભેટ ધરવા બદલ અશેષ પંડિતને મુબારકબાદી આપી હતી! આખીય કથાને અભિનયના અજવાળે દોરી જનારી માધવી પાસે જાણે કથાવસ્તુની છોછ વિસરાઈ ગઈ હતી! ઊલટું કોઈ કોઈ જગાએ તો એવું ય લખાયું હતુ—પહેલી નજરે આવી વિકૃત લાગતી કથાને માધવી ગુપ્તાએ અભિનયની શક્તિથી સુંદર અને પ્રેક્ષણીય બનાવી દીધી છે!

એકેય શનિ-રવિ કે એકેય જાહેર રજા નાટકના પ્રયોગ વિના ખાલી ન જાય એની કાળજી રાખીને અશેષે શહેરના થિયેટરો બુક કરાવી રાખ્યા. ઉપરાઉપરી ભજવાઈ ગયેલા પાંચ-સાત પ્રયોગો પછી તો શહેરભરમાં જાણે કે 'વાદળનાં શિલ્પો'ની એક હવા જ બંધાઈ ગઈ!

શરૂઆતના પ્રયોગમાં તો ગુપ્તા પણ માધવી જોડે અચૂક આવતો. ક્યારેક થિયેટરમાં તો ક્યારેક ગ્રીનરૂમમાં એ બેસી રહેતો. કોઈ વાર કંટાળતો ત્યારે બહાર ઉપડી જતો પણ નાટક પૂરું થવાને સમયે પાછો ફરતો. પહેલા પ્રયોગને અંતે માધવી જે રીતે ભાંગી પડી હતી એથી ગુપ્તાના મનમાં થોડો ભય પેસી ગયો હતો. નાટકનાં કથા-વસ્તુને માધવી જે રીતે જોતી હતી એ આખીય ભૂમિકા એનાથી અજાણ નહોતી. પહેલીવાર માધવી ઢગલો થઈ ગઈ ત્યારે એ સ્તબ્ધ થઈ ગયો હતો: ક્ષણભર એના મનમાં પોતે ગુનેગાર હોય એવું સંવેદન એને ધ્રુજાવી ગયું હતું! માધવીને પોતે જ આગ્રહ કરીને અભિનય ક્ષેત્રે દોરી હતી! પોતાને ગમે છે એટલે જ માધવી આ પાઠ ભજવવા સંમત થઈ હતી. એના મન પર લદાયેલો બોજો કચડીને એણે આટલો સખ્ત પરિશ્રમ ઉઠાવ્યો હતો અને પરિણામે પહેલા જ પ્રયોગને અંતે એ ભાંગી પડી હતી એ સમજતાં ગુપ્તાને વાર નહોતી લાગી. માધવીના માથા પર એણે હાથ મૂકીને માધવીના નામનો ઉચ્ચાર કર્યો ત્યારે પહેલી જ વાર એના સ્વરમાં કંપારી પ્રવેશી ગઈ હતી! માધવી એ કંપારી ઓળખી ગઈ હોય- એ સ્વરમાં ભળેલી અસાધારણ ભીનાશને સમજી ગઈ હોય કે કોણ જાણે કેમ એ તરત જ ઊભી થઈ ગઈ હતી! ચહેરો લૂછીને એ બીજી જ ક્ષણે સ્વસ્થ થઈ ગઈ હતી! ન તો ગુપ્તાએ એને ત્યાર પછી કશું પૂછ્યું કે ન પૂછ્યું કશું અશેષ! જાણે કશું બન્યું જ નહોતું એમ બધુંય પૂર્વવત્ થઈ ગયું હતું?

પણ આમ છતાં શરૂઆતના પ્રયોગોમાં ગુપ્તાએ એકધારી હાજરી આપી હતી! રખે માધવી ફરીવાર ભાંગી પડે! ફરી વાર ક્યાંક એનાથી આ પાઠનો ભાર જીરવાય નહીં અને ક્યાંક એ ઢગલો થઈ જાય—

સદ્‌ભાગ્યે એક દુઃસ્વપ્નની પળની જેમ એ ક્ષણ ફરીવાર

આવા ! નાટકના પ્રત્યેક પ્રયોગો વધુને વધુ સફળતાને વર્યે જતા હતા. માધવીનો અભિનય જાણે કે પ્રત્યેક પ્રયોગે વધુ તેજસ્વી બનીને નિખરતો હતો. નાટક પૂરું થયા પછી ગ્રીન રૂમમાં પણ હવે કોઈ ભાર વરતાતો નહોતો ! બધું જ નાટકની દુનિયાના રંગઢંગ અને રાબેતા મુજબ બન્યે જતુ હતું !

અને એટલે ગુપ્તા હવે થિયેટર પર આવતો નહી. નાટક પૂરુ થયે મોડેથી એ એકલી જ ઘરે પાછી ફરતી. કોઈ વાર અશેષ એને મુકી જતો. કોઈ વાર કોઈ બીજા સાથી કલાકારો જોડે એ પાછી ફરતી. માધવી પાછી ફરે ત્યાં લગી ગુપ્તા જાગતો રહેતો. માધવી તો એક બે વાર કહ્યું પણ ખરુ "તમે શા માટે ઉજાગરો કરતા બેસી રહો છો ? જુઓને, આજે જ કેટલુ મોડુ થઈ ગયુ ?"

ગુપ્તા એની વાતને બીજી રીતે જોતો. કહેતો. "એ કરતાં એમ કહે માધવી ! આટલા મોડા મોડા અહી પાછા ફરવા કરતા તું આવે વખતે અશેષના ઘરે જ સુઈ રહે તો ! અશેષે તને કેટલી વાર કહ્યું છે !"

ગુપ્તાની વાત સાચી હતી. રાત્રે ખૂબ મોડું થઈ જતું. કોઈ વાર છેલ્લી લોકલ ગાડી ચૂકી જવાય એવુ ય બને ! આવે વખતે છેક મુંબઈથી સાંતાક્રુઝ લગી અશેષ અને ગુલબદન બેઉ ટેક્સી લઈને આવતાં. આ થકાવી નાંખે એવું કપરુ કામ હતુ અને એટલે અશેષે કહેલુ પણ ખરું- "આવું બને ત્યારે ગુપ્તાજી ! માધવી અમારે ત્યાં જ રોકાઈ રહે એથી એને પરિશ્રમ પણ ઓછો થશે ! હા, તને થોડીક તકલીફ થશે પણ મોટું મન કરીને નિભાવી લેજો."

આમ કહીને આંખ ઝીણી કરીને એ હસી પડતો.

અશેષનો એકધારો આગ્રહ અને ગુપ્તા પણ વારવાર કહ્યા કરતો એથી એકવાર માધવી અશેષના ઘરે રોકાઈ ગઈ હતી. બીજે દિવસે સવારે દશેક વાગે એ ઘરે પહોંચી ત્યારે ગુપ્તા બેડરૂમની બાલ્કનીમાં ઈઝિચેર પર પગ લબાવીને બેઠો હતો. ટીપોઈ પરની એશ ટ્રેમાં રાખ અને ચિરૂટના ઠૂંઠા ભરાઈ ગયાં હતાં. આખાય ઓરડામાં જયાં ત્યા રાખ વેરાયેલી હતી અને પલગની ચાદરની ગડી અકબધ હતી ! ઓછાડ પર એકેય સળ પેદા થઈ નહોતી ! જતી વખતે માધવીએ ગોઠવેલા ઓશીકા એમને એમ ગોઠવાયેલાં પડયાં હતાં !

માધવી સમજી ગઈ ! ગુપ્તા આખી રાત સૂતો નહોતો ! આખી રાત એણે બાલ્કનીમાં ઈઝિચેર પર બેઠા ચિરૂટ ફૂંક્યા કરી હતી !

"તમે ગતભર અહી બેસી રહ્યા હતા ?" એણે ગુપ્તાના ચહેરા સામે સચિત નજરે તાકીને પૂછ્યું.

ગુપ્તા હસ્યો, માધવી સામે જોઇ રહ્યો. બોલ્યો, "શુ કરું ? નિદર જ ન આવી !"

માધવી નજીક આવી ગુપ્તાના માથા પર હાથ મૂકીને બોલી. "કેમ ?"

"કોણ જાણે !" કહીને ગુપ્તાએ ચહેરો ઘૂમાવ્યો. માધવીની આંખમાં આખ પરોવીને બોલ્યો, "તુ કેટલી બધી થાકેલી જણાય છે માધવી !"

માધવી કશું ન બોલી. એ ક્યાંય સુધી એમને એમ ઉભી રહી.

બસ ! ત્યાર પછી ગમે એટલું મોડું થયું હોય તોય માધવી અચૂક ઘરે પહોંચી જતી ! ગુપ્તા ત્યારે અવશ્ય જાગતો હોય !

જોતજોતામાં 'વાદળના શિલ્પો'નો શતાબ્દી પ્રયોગ નજીક આવી પહોંચ્યો હતો ! ટૂંકા સમયમાં સો પ્રયોગે પહોંચી જનાર એ પહેલું જ નાટક હોવાનુ વ્યાજબી ગૌરવ અશેષ અને એનુ આખુ યુનિટ અનુભવી રહ્યાં હતાં. આ પ્રસંગને જોરશોરથી અને મોટા પાયા પર ઉજવવાની અશેષે તૈયારીઓ આદરી દીધી હતી. પ્રચારનો વાવંટોળ ઊભો થઈ શકે એવા સમારંભની એણે યોજના કરવા માંડી હતી. આખા સમારંભમાં માધવી અગ્રસ્થાને રહેવાની એવી એની ગણતરી હતી જ અને એટલે એણે કરવા ધારેલા પ્રચારમાં પણ માધવીના નામ પર જ ભાર મૂક્યો હતો ! આ પ્રસંગે ગુજરાતી અને અન્ય ભાષીય પત્રકારો અને નાટ્ય ક્ષેત્રના વિવેચકો બેઉ માધવીની મુલાકાત થાય, પ્રશ્નોત્તર થાય અને એ રીતે નાટકને બેવડી પ્રસિદ્ધિ મળે એવી એની ગણતરી હતી. એટલા માટે શતાબ્દી પ્રયોગને દિવસે નાટકને અંતે એક ભોજન સમારંભ યોજ્યો હતો. માધવીને જ્યારે અશેષની આ યોજનાની ખબર પડી ત્યારે એ અસ્વસ્થ થઈ ગઈ હતી. એણે પોતાની આ અસ્વસ્થતા અશેષ સમક્ષ વ્યક્ત પણ કરી.

" અશેષભાઈ ! મને આવું બધુ નહી ફાવે."

"આ પણ એક નાટક જ છે માધવી ! " અશેષે એની સમજાવટ રવા માંડી, "આનેય એક રોલ સમજીને ભજવી લેવાનું ! મૂળ રોલને

મજબૂત કરવા માટેનો આ એક સાર્થક રોલ..."

"હું તો એક રોલથી જ ધરાઇ ગઈ છું." માધવી બોલી.

"જોજે જાહેરમાં આવુ બોલતી!" અશેષે એને ચેતવી. "આ પત્રકારોના કાન ભારે સરવા હોય છે!"

"મને એટલે જ ભય લાગે છે! એ ટોળાઓ જોડે વાતો કરવી મને નથી ફાવતી."

"અને એ ટોળાઓ વિના આપણને ચાલવાનુ નથી માધવી!"

"એવું શા માટે અશેષભાઈ? નાટક તો ચાલે છે એના લેખકના હીર પર....એના દિગ્દર્શકની આવડત પર...હીરો–હીરોઈનની અભિનય કળા પર....એના પ્રક્ષકોની કદરદાની પર..આ પ્રેક્ષકો સામે નાટક કરવા મને ફાવશે!"

અશેષ હસી પડ્યો. "તું તો સાવ અણસમજુ છે માધવી! નાટક વિષેના પરિસંવાદમા બોલવા પુરતુ આ બધુંય સાચુ છે. બાકી હકીકતે કેટલીયવાર નાટકને મારવુ કે જીવાડવું એ અખબારોની પેલી કોલમો સંભાળતા વિવેચકોના હાથમાં હોય છે! આવા વિવેચકોને જાળવી લેવા જરૂરી હોય છે." પછી એકદમ ગંભીર થઈ ને બોલ્યો. "આ ક્ષેત્રનું આ એક ધંધાદારી રહસ્ય છે! તને કદાચ હજુ એ નહીં સમજાય! ટ્રાફીક આઇલેન્ડ પર યુનિફોર્મ પહરીને ઉભેલા હવાલદારને તે જોયો છે ને માધવી? આ હવાલદાર ધારે તો સવા લાખ રૂપિયાની ઈમ્પાલાને ઘડીકમાં પોલીસ થાણે લઈ જઈ શકે

છે. પણ આ બધુ પેલા યુનિફોર્મને આભારી છે! જ્યાં સુધી એ યુનિ-ફોર્મ ચડેલો છે ત્યાં લગી એની સત્તા સ્વીકારવામાં જ શાણપણ છે!"

અશોષના આ ધધાદારી રહસ્યમા માધવીને ખાસ રસ ન પડયો. એ મૂંગી થઈ ગઈ!

બીજે અઠવાડિયે શતાબ્દી પ્રયોગના સમારભની જાહેરાતો થઈ ગઈ!

*

ચિક્કાર ભરાયેલા ઓડિટોરીયમની નજર સામેથી જ્યારે પડદો ઊચકાયો ત્યારે સોમી વાર માધવી મચ પર ઉભી હતી ઘડીક પહેલા 'વાદળનાં શિલ્પો'ની આ સિદ્ધિ વિષે નેપથ્યમાંથી પહેરાતો થતી હતી ત્યારે માધવી ગ્રીનરૂમમાં એના મેકઅપને ફાઈનલ ટચ આપવામાં વ્યસ્ત હતી! વાર વાર એ ગુપ્તા સામે જોઈ લેતી હતી! હાથમા ચિરૂટ પકડીને ગુપ્તા ત્યાં બેઠો હતો! આખા ગ્રીન રૂમમાં પ્રત્યેક માનવી કઈ ને કંઈ કાર્યરત હતાં! એક માત્ર ગુપ્તા સિવાય! એને જાણે કે કશુ કામ નહોતુ! એ માધવીને જોઈ રહ્યો હતો!

સોમીવાર માધવી મચ પર આવી ત્યારે સેકડો આંખો એની સામે મંડાયેલી હતી પણ માધવીની નજર સામે ત્યારે એકેય આંખ નહોતી! આખુ ઓડિટોરિયમ જાણે કે સાવ ખાલી હતુ! એ નાટક નહોતી કરતી... અભિનય નહોતી કરતી... એને થયું એ કશુક જીવતી હતી.. જીરવવું આકરૂ થઈ જાય એવું કશુક એ છડેચોક જીવતી હતી.. એકવાર.. બીજી વાર.. અને હવે આ સોમી

વાર.. આ શતાબ્દી પ્રયોગ...

ગુપ્તા ગ્રીન રૂમમાંથી બહાર નીકળીને થીએટરમાં આવ્યો એકેય ખુરસી ખાલી નહોતી રહી! અંધકારનો આશરો લઈને એક થાંભલા પાસે એ ઊભો રહ્યો! મંચ પર પુત્રી અને પ્રેમિકાની બેવડી ભૂમિકા ભજવતી માધવીને એ એકીટશે જોઈ રહ્યો! આગલી હરોળમાં બેઠેલા અખબારી તસવીરકારો વારંવાર ઉભા થઇને ચપોચપ તસવીરો ખેંચતા હતા! અંધારામાં અવારનવાર ફ્લેશ લાઈટના ઝબકારાથી આંખ અંજાયે જતી હતી! ક્યારેક તાળીઓનો ગડગડાટ... ક્યારેક મંત્ર મુગ્ધ પ્રેક્ષકોના શ્વાસોચ્છ્વાસની ગરમ ગરમ હલચલ...

મધ્યાંતર વેળાએ સમારંભ યોજાયો હતો. મંચ પર માધવી અને અશેષ એના એ જ મેક-અપ અને વેશ-ભૂષા સાથે હાજર રહ્યાં હતાં. ગુપ્તા પણ એક ખુરસી પર ચૂપચાપ બેઠો હતો. નિયત થયેલા વક્તાઓએ પ્રવચનો કર્યાં. ક્યાંક લેખકનો ઉલ્લેખ થયો. દિગ્દર્શકની આવડત અને સૂઝ વિષે ક્યાંક બોલાયું. મોટે ભાગે બધુંય માધવીની આસપાસ કેન્દ્રસ્થ થઇ ગયું હતું! પુષ્પહાર થયા.. અભિનંદનો અપાયા તસવીરો ખેંચાઈ. બધું .. બધુંય જાણે કે માધવીની આસપાસ ઘૂમરાતું હતું. ગુપ્તાએ જોયું. અભિનંદનોની ભડીમારનો ભાર માધવીના ચહેરા પર વરતાતો હતો! એ ભારને પરાણે હડસેલી દેતી હોય એમ ક્યારેક એ ચહેરા પર સ્મિત રેલાવતી હતી! બાજુમાં જ બેઠેલા ગુપ્તાનો હાથ ખુરશીના હાથા પર ટેકવાયેલો હતો થોડી વાર પછી માધવીએ એ હાથ પર પોતાનો હાથ મૂક્યો. ગુપ્તાને થયું – માધવીના સ્પર્શમાં આવી કંપારી કેમ હતી? એણે માધવી તરફ નજર ઠેરવી! માધવી સ્થિર નજરે ઓડિટોરિયમમાં

જોઈ રહી હતી !

—માધવી ગુપ્તાના અભિનય વિના આ નાટક આટલી સફળતા પામ્યું ન હોત !

—માધવી ગુપ્તાની અભિનય કળાને અહી ચાર ચાંદ લાગી ગયા છે !

—માધવી ગુપ્તાએ આ બેવડી ભૂમિકા જે સત્વથી જીવતી કરી છે એ અભિનંદનીય છે !

—માધવી ગુપ્તાએ અહી અભિનયને જીવતો નથી કર્યો—જીવનનો અભિનય કર્યો હોય એવી અસલિયત દાખવી છે !

એક પછી એક વક્તાઓએ જાણે કે શબ્દોના બેસુમાર ભાર નીચે માધવીને કચડી નાખી ! ચગદી નાખી ! ભીંસી નાખી ! માધવીને જાણે કે શ્વાસ લેવામાંય આ ભાર લાગવા માંડયો હતો !!

અંતે એ પણ પૂરું થયું !

ઝડપથી— લગભગ દોડીને માધવી ગ્રીનરૂમમાં જતી રહી. ઓડિટોરિયમમા અંધકાર છવાયો અને ફરીવાર પડદો ઊંચકાયો ત્યારે એ મંચ પર આવી. નાટકનો ઉત્તરાર્ધ એણે પૂર્વવત્ સ્વસ્થતાથી ભજવવા માંડયો.

નાટક પૂરું થયું. પ્રેક્ષકો વિખેરાયાં. અણાઉથી નક્કી થયેલા

ભોજન સમારંભના સ્થળે જવા નિમંત્રિતોના સમૂહો એક પછી એક રવાના થવા માંડ્યા. માધવી ક્યાંય લગી ગ્રીન રૂમમાં બેસી રહી હતી. અશેષે એને જલ્દી આવી પહોંચવાની તાકીદ કરી હતી. એ તો ક્યારનોય સમારંભના સ્થળે પહોંચી ગયો હતો. માધવીને જાણે કેકશી ઉતાવળ નહોતી ! એક પછી એક કલાકારો માધવીને ઉતાવળ કરવાનું કહીને રવાના થતાં હતાં ! બધીય ચહલપહલથી અલિપ્ત હોય એમ માધવી બેસી રહી હતી ! ગુપ્તા એની રાહ જોતો ચિરૂટ ચૂસ્યા કરતો હતો ! માધવી અવારનવાર ગુપ્તા સામે જોઈ લેતી હતી.. ગુપ્તાની આંખ તો ક્યારની માધવીને જોઈ રહી હતી. બસ ! આટલું ગનીમત ! એ સિવાય શબ્દો જાણે ક્યાંય અટવાઈ ગયા હતા !

" જઈશું ?" અંતે ગુપ્તાએ હળવેથી પૂછ્યું.

" હં ! માધવી ઊભી થઈ.

ચૂપચાપ બહાર આવીને બેઉ ટેક્સીમાં ગોઠવાયાં.

સમારંભના સ્થળે પહોંચ્યાં ત્યારે બેઉ છેલ્લાં જ હતાં.

અકળાવી મૂકતી અશબ્દતાનો અંત આવતો હોય એમ જમણવારના અવાજો વચ્ચે બધું ડૂબી ગયુ.

ભોજન સમારંભ દરમ્યાન પણ એ જ બનતુ રહ્યું જે છેલ્લા કલાકોથી બન્યા કરતુ હતુ ! કેન્દ્ર સ્થાને માધવી અને પ્રશંસાના એકધારાં તોરણો ! કોઇ વાર કોઈ બોલવાની ફરજ પાડે તો એટલા પુરતું ઊંચે જોઈને માધવી હસી દેતી ! એ સિવાય એને કાને નહોતો એકેય શબ્દ પડતો કે નહોતુ કંઈ એની નજરે પડતું ! ચહેરા પરની નરી

ભાવશૂન્યતા અકબંધ હતી !

જમવાનું પત્યુ અને સહુ વિખરાવા માંડ્યાં ત્યારે રાત ઘણી થઈ ગઈ હતી. માધવી જાણે છૂટકારો ચાહતી હોય એમ ભોજનખંડની બહાર નીકળીને ખુલ્લામાં આવી. બહારની ઠંડી હવા એને ગમી. અંદરના એરકન્ડીશનમાં જાણે કે એ ક્યારની ગુંગળામણ અનુભવી રહી હતી. એ એકલી પડવા માગતી હતી ! ઝડપથી ક્યાંક દૂર જઈને એ ક્યારના જીરવી રાખેલા ભારને ઠાલવી દેવા માગતી હતી !

"ગુપ્તાજી !" બહાર નીકળીને અશેષે કહ્યું, "રાત ઘણી થઈ ગઈ છે. સાંતાક્રુઝ પહોંચતા તમને ખાસ્સુ મોડુ થશે ! માધવી થાકી પણ હશે. આજની રાત તમે અમારે ત્યાં જ સૂઈ રહો."

માધવી સહેજ ચમકી. એના ચહેરા પર પહેલી જ વાર અણગમો ઉપસ્યો. એણે ડોકુ હલાવ્યું, "ના રે ! ખાસ મોડું નથી ! પહોંચી જઈશુ."

"હા, પણ એ કરતાં અમારે ત્યાં ઝડપથી પહોંચી શકાશે ! અને ઘરે જવાની તારે જરૂર પણ શી છે? તારુ ઘર તો તારી સાથે જ છે." ગુપ્તા તરફ ઈશારો કરીને ગુલબદને આગ્રહ કર્યો.

ચાલી જતી ટેક્સી રોકીને અશેષે ગુપ્તાનો હાથ પકડ્યો "ચાલો, બેસી જાઓ."

ગુપ્તાએ માધવી તરફ જોઈને કહ્યું "ચાલ માધવી, આજે અહીં જ સૂઈ રહીશું."

અશેષના ફ્લેટ પર પહોંચ્યાં ત્યારે અવગતિયા શહેરનો અજંપો ઘડીક થંભી ગયો હોય એવી રાત જામી ગઈ હતી. થાક્યાં તો બધાં હતાં પણ કોઈની આંખમાં આજે ઊંઘ નહોતી. અશેષની આંખમાં સફળતાનો તીવ્ર નશો હતો ! એણે છઠ્ઠા માળની પોતાની બાલ્કનીમાં ખુરશીઓ ગોઠવીને શરાબની બોટલ ટીપાઈ પર ગોઠવી. નીચે ખુલ્લુ ચોગાન, સરિયામ સડકો એને અંધારા ઉલેચવા મથતા દીવાઓની મથામણ કોઈક સ્વપ્ન જેવાં દેખાતાં હતાં. થોડે દૂર સમુદ્રના કાળા પાણી પર ઝીલાતો આસમાની પ્રકાશ કાંઠા પર અથડાઈને અવાજ કરતો હતો !

"ગુપ્તાજી ! આજે તો તમે અને માધવી બન્ને અમને કંપની આપો." અશેષે પ્યાલી ભરતાં કહ્યું.

ગુપ્તા હસ્યો. માધવી ઊભી થઈને બાલ્કનીના કઠેડા પરથી નીચે જોઈ રહી.

"આજની રાત સરસ છે ! આજના કાર્યક્રમો પણ ખૂબ સફળ થયા છે. એ સફળતાના નામ પર તમે એક પેગ લો." અશેષે આગ્રહ કર્યો.

"એ સફળતા મારી નથી અશેષ !"

"એ સફળતામાં તમારો હિસ્સો તો છે જ !"

"એ હિસ્સો તમારી પ્યાલીમાં રેડાતી સોડા જેવો છે. હું સોડા લઈશ." કહેતાં ગુપ્તા હસી પડયો

તો કંઈ ઠેકાણું નથી એટલે બિચારીને ઓછું આવે જ ને!"

ગુપ્તાએ ચિરૂટની રાખ ખંખેરી પછી આછું હસીને બોલ્યા. "એમાં કોઈ શક જ નથી કે માધવીના અભિનય વિના આ નાટક આટલું સફળ ન જ થયું હોત!"

"ખરેખર?" માધવીએ ઝાટકો મારીને આખુંય શરીર ફેરવ્યું. એ ગુપ્તા સામે જોઈ રહી! એની ટટ્ટાર ગરદન વધુ ટટ્ટાર થઈ. કાંડા પરથી બંગડીઓ રણકી ઊઠી. બેઉ હાથ, ગુપ્તાની ખુરશીના હાથા પર ટેકવીને એ સ્હેજ વાંકી વળી. "તમેપણ ખરેખર એમ જ માનો છો?" એણે ઝીણી નજર ગુપ્તા સામે તાકતાં હળવેથી પૂછ્યું.

માધવીના લાંબા વાળમાં ભેરવેલી મોગરાની વેણીની સુગંધ હવામાં ભળતી હતી. ગુપ્તાએ ઊંડો શ્વાસ લઈને એ સુગંધ ફેફસાંમાં ઉતારી. પછી માધવીના ખભાને અછડતું સ્પર્શીને બોલ્યો.

"ખરેખર જ! માધવી! ખરેખર જ!"

"એમ!" માધવી એકદમ ફરી ગઈ. કઠેડા પરથી એણે નીચે જોયું અને પછી તીણા અવાજે ઉતાવળે બોલી, "ઠીક, ત્યારે આવજો!" અને કોઈ કશું સમજે એ પહેલાં તો આંખના પલકારામાં છઠ્ઠા માળની એ બાલ્કનીમાંથી એણે કાયાને નીચે ફંગોળી દીધી હતી! અંધારા-અજવાળાના આટપાટા, વચ્ચેથી એક માનવ-કાયા વીજળીની જેમ સરકી જતી છ આંખો સ્તબ્ધ થઈને જોઈ રહી! પછી ત્રણ ચીસોના એકસામટા અવાજ ઊઠ્યા! સમુદ્રના મોજાંના પછડાટ એમાં ડૂબી ગયા!

નીચે ચોગાનમાં જડાયેલા પથ્થરોએ એક અવાજ કર્યો ! એક ધેરો ધબાકો ...

*

બીજા દિવસનાં અખબારો 'વાદળનાં શિલ્પો' નાટકની શતાબ્દીના અહેવાલોથી ભરાયેલા હતાં ! મંચ પર અભિનયનાં અજવાળાં પાથરતી માધવીની જુદી જુદી તસવીરો એમાં છપાયેલી હતી ! શહેરના નાટ્ય રસિકો અને કલાવૃંદોમાં માધવીના ઉત્તમ અભિનયની ચર્ચાઓ હજુ ચાલુ જ હતી, બરાબર એ જ વખતે કોરોનરની કોર્ટમાંથી પોસ્ટ-મોર્ટમ થયેલા માધવીના મૃતદેહનો કબજો મેળવવા માટે ગુપ્તા, અશેષ અને થોડાક મિત્રો ઊભા હતા ! પોસ્ટમોર્ટમ થયેલો માધવીનો દેહ હવે ઓળખાય એવો રહ્યો નહોતો ! આમ છતાં શબને ખસેડતી વેળા થતી હલચલથી માધવીના કાંડે પહેરેલી બંગડીઓનો અવાજ હજુ આવ્યે જતો હતો ! ગુપ્તા એ નિર્જીવ કાંડા પરની રંગીન બંગડીઓ સામે ફાટી આંખે જોઈ રહ્યો હતો !

"આ ફોર્મ પર સહી કરી આપો સાહેબ !" કોરોનર કોર્ટના કલાર્કે ગુપ્તા સામે એક ફોર્મ ધર્યું. "મૃતદેહનો કબજો લેનારે આ વિગતો ભરવી જોઈએ."

ગુપ્તાએ યંત્રવત્ ફોર્મ ભરવા માંડયું મરનારનું નામ—માધવી ગુપ્તા— એણે લખ્યું ! શબનો કબજો લેનારનું નામ— શ્યામનારાયણ ગુપ્તા—એણે એ કોલમ પણ ભરી. ત્રીજી કોલમ પાસે એ અટકી ગયો. એનો હાથ ધ્રુજવા માંડયો. એની આંખે અંધારાં આવ્યાં. ઘડીક પહેલાં

માધવીના છિન્નભિન્ન થઈ ગયેલા વિકૃત દેહ સામે પણ ઠંડી તાકાતથી જોઇ રહેનાર ગુપ્તાની તમામ તાકાત આ થોડાક અક્ષરો આગળ સાવ ઓગળી ગઈ! એણે એ અક્ષરો ફરીવાર વાંચ્યા– મરનાર સાથેનો સંબંધ–

બાજુના બાંકડા પર બેસી જતાં એણે એ ફોર્મ અશોકના હાથમાં ધરી દીધું...

સમાપ્ત

માધવીના છિન્નભિન્ન થઈ ગયેલા વિકૃત દેહ સામે પણ ટકી તાકાતથી જોઈ રહેનાર ગુપ્તાની તમામ તાકાત આ થોડાક અક્ષરો આગળ સાવ ઓગળી ગઈ! એણે એ અક્ષરો ફરીવાર વાંચ્યા– મરનાર સાથેનો સંબંધ–

બાજુના બાંકડા પર બેસી જતા એણે એ ફોર્મ અશોકના હાથમાં ધરી દીધું...

સમાપ્ત